દીવાન બહાદુર

શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

એમ. એ. એલએલ. બી.

ના પરિચય સાથે

# વહેમી

સ્વ. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી

એમ. એ. એલએલ. બી.

બૅરિસ્ટર-ઍટ-લૉ

યુગાન્તર કાર્યાલય · ગોપીપુરા · સૂરત

સ્વ. કાકીશ્રી અનંતાગૌરી પાઠકજીને

## પરિચય

ત્રીસ મિનિટમાં વાંચી પૂરું કરાય એવું આ ન્હાનકડું નાટક સ્વ. ભાઇ વ્યોમેશચંદ્ર પાઠકજીની કલમની અવસાનોત્તરની પ્રસાદી છે. નાટકનો વિષય ઘણો મામૂલી છેઃ ઘરડો વર અને જુવાન સ્ત્રી. પુરુષોએ ઘડેલા કાયદા અનુસાર વર ઘરડો હોય ને સ્ત્રી જુવાન હોય તોપણ તેવો વર પારકાંઓ જોડે વાતચીત કરવાનો, મઝા મારવાનો આનંદ ખુશાલ મેળવી શકે, સ્ત્રીને તેમ કરવાનો અધિકાર નથી. પોતાની યુવાન સ્ત્રીની એકેએક હીલચાલ પર તે બારીકાઇથી નજર રાખી તેની જોડે કેદી તરીકે વર્તે તો તેમ કરવાનો તેને હક છે, એવું પુરુષો દુનીઆના દરેક દેશમાં માનતા આવ્યા છે, અને તે માન્યતાનું અત્રે ક્રાંઇક હાસ્યોત્પાદક રીતે પ્રદર્શન કરવામાં આવ્યું છે. ભગવાનજી અને નંદા જેવી જોડીના અનેક કિસ્સાઓ અત્યાર પહેલાં વર્ણવાઇ ગયા છે. આ નાટકમાં એક અંશ વિશેષ છે કે વહાલો અને નંદા એક બીજાંને પરણેલાં હોવા છતાં ભગવાનજીને નંદા પરણાવી દેવામાં આવેલી; એટલે

નંદા અને વહાલો બંને અમુક યુક્તિ રચી, ભગવાનજીને હાથતાળી આપી, એવા અતિઘણા "વહેમી" ધણીનો દાગીનો વગેરે ચોરી લઈ ન્હાસી જવામાં કશું ખોટું સમજતાં નથી. ડૉકટર સુધાકર અને મીસ ભડભડેને પાત્રોમાં દાખલ કરી, ભગવાનજીના "વહેમીપણા" ને વધુ હાસ્યાસ્પદ બનાવવામાં આવ્યું છે.

સૂરતના વતની હોઈ સ્વાભાવિક રીતે સ્વ. લેખક પોતાનું સૂરતીપણું ભૂલી શકયા નથી, અને આને લીધે નાટકનાં પાત્રોની ભાષા પણ સૂરતીને ઓળખાવી આપે એવી આપોઆપ રખાઇ ગઇ છે. સૂરતીને "સાળા" નો પ્રયોગ કર્યા વગર કળ ન વળે. ગુજરાતણ, ને તેમાં ખાસ સૂરતની સ્ત્રીઓ, "મુઓ" શબ્દ ન વાપરે તો તેમની વાતચીતના અસરકારકપણામાં ઉણપ રહે. એ બંને પ્રયોગોનો છૂટે હાથે ઉપયોગ થયો છે, એટલે આ નાટક કોઇ સૂરતવાસીનું લખેલું છે એવું એની મેળે જણાઇ અવે છે.

નાટક લખાયું હશે કોઇ મોજ યા આનંદના સમયમાં—હળવું સાહિત્ય સર્જવાના તરંગમાં – એટલે સ્વરૂપ અપાયું છે હાસ્યરસ ટપકતા કિસ્સાનું, છતાં આદર્શ ગંભીર છે, હિંદુ સંસારે એમાંથી લેવાનો ધડો કીમતી છે, હસીને કાઢી નાંખવા જેવો નથી.

મુંબઈ
તા. ૨૨મી ફેબ્રુઆરી સને ૧૯૩૯ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

## બે બોલ

'જીવતી જુલિયટ' ની માફક આ નાટક પણ અણુ-સુધાર્યું જ છપાવવું પડયું છે તે ધ્યાનમાં રાખી આ પુસ્તકમાં રહેલી ક્ષતિઓ માટે એના વાંચકો ઉદાર વૃત્તિ રાખશે એવી આશા રાખું છું.

દીવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ અનેક પ્રવૃત્તિમાંથી પણ પરિચય લખવાની વિનતિ સ્વીકારીને તરત પરિચય લખી મોકલ્યો તે માટે હું ઘણી ઉપકૃત છું.

જયમનગૌરી પાઠકજી

## પાત્રો

| | |
|---|---|
| ભગવાનજી | વહેમી નાયક |
| વહાલો (જીતેન્દ્ર) | ભગવાનજીનો નોકર |
| નંદા | નાયિકા |
| નગીનદાસ | ભગવાનજીનો મિત્ર |
| મિસ ભડભડે | લેડી દાકતર |
| સુધાકર | દાકતર |

સિપાઇ, ભૈયો, નોકર વગેરે

અંક પહેલો

પ્રવેશ પહેલો

ભગવાનજીનું ઘર

(નાકે ચશ્મા ચઢાવીને ભગવાનજી બેઠા બેઠા પેપર વાંચે છે. પેપર વાંચવામાં ધ્યાન નથી કારણ કે કોઇની વાટ જોતા હોય એમ લાગે છે. એટલામાં બારણા પર ટકોરા સંભળાય છે એટલે ચમકી ઊઠે છે.)

ભગવાનજી—કોણ ?

આવનાર—કોઈ નહિ.

ભગવાનજી—ત્યારે બોલ્યું કોણ ?

આવનાર—એ તો હું છું.

ભગવાનજી—પણ હું તે કોણ ?

આવનાર—શેઠ, મારું નામ કહીશ તો પણ તમે મને ઓળખશો નહિ; માટે મહેરબાની કરી બારણું ઉઘાડોની.

**ભગવાનજી**—(મનમાં) અવાજ કોઈક મરદનો છે માટે નામ ન કહે ત્યાં સુધી ગમે તે થાય તોપણ બારણાં ન ઉઘાડવાં; થાય તે ખરી. (મોટેથી) મિસ્ટર, નામ બોલો, નહિ તો પાછા સીધાવો; મારે તમારું કામ નથી.

**આવનાર**—મારૂં નામ વહાલો. ચાલો, હવે બારણાં ખોલો

**ભગવાનજી**—(અજાયબીથી) વહાલો? એવું સાળું નામ કેવું?

**આવનાર**—નામ તો ફોઈએ પાડયું હોય તે ખરૂં. બારણાં ખોલો છો કે નહિ?

**ભગવાનજી**—પણ તમારે મારૂં શું કામ છે?

**આવનાર**—શેઠ, તમારે નોકર રાખવો છે કેની? હું અહીં નોકર તરીકે રહેવાને આવ્યો છું.

**ભગવાનજી**—ત્યારે તે પહેલેથી બોલતો કેમ નથી?

(બારણાં ઉઘાડે છે. વહાલો અંદર આવીને સલામ કરે છે. ભગવાનજી તાકીને સામું જોયા કરે છે.)

અલ્યા, તારૂં નામ શું?

**વહાલો**—શેઠ, હમણાંજ મેં કહ્યું કેની કે મારૂં નામ વહાલો?

**ભગવાનજી**—હા, હા! બરાબર! ભૂલી ગયો. તારી ઉંમર શી?

**વહાલો**—(વિચારમાં પડી) મારી ઉંમર? કેમ પરણાવવાનો વિચાર કરો છો કે શું? મારી ઉંમર જાણીને તમારે શું કામ?

**ભગવાનજી**—કમબખ્ત, મજાક કરે છે? ઓળખે છે તું મને? લાત મારીને બહાર કાઢી મૂકીશ.

**વહાલો**—(ભગવાનજીનો ટોટો પકડીને) શેઠ, ગાળ દેશો તો સ્વધામ પહોંચાડી દઈશ. સીધી સીધી વાત કરો. મારી ઉંમર જાણીને તમારે શું કામ છે?

**ભગવાનજી**—(હાંફતાં હાંફતાં) અલ્યા ગળું છોડ. ઊભો રહે. હું કહું તે સાંભળ. (વહાલો ટોટો છોડે છે) એમ છે કે સાઠ વરસની ઉંમર થઈ ગઈ હોય તેવા મરદને જ હું નોકર રાખું છું; ને તું તો બહુ જુવાન લાગે છે એટલે હું નોકર તરીકે તને નહિ રાખી શકું.

**વહાલો**—શેઠ, વરસ કેટલાં તે હું જાણતો નથી પણ મારો જન્મ મોટો બળવો થયો ત્યારે થયો હતો.

**ભગવાનજી**—મોટો બળવો? અલ્યા, મોટો બળવો થયાને કેટલાં વરસ થયાં તે તું જાણે છે?

**વહાલો**—ના.

**ભગવાનજી**—આજ તે વાતને તેંસેઠ વરસ થયાં. તું શું તેંસેઠ વરસનો છે? હા હા હા હા. (હસે છે.)

**વહાલો**—(ઢાવકે મોઢે) તે તો સાહેબ જે થયાં હોય તે ખરાં. જૂઠું નથી બોલતો.

**ભગવાનજી**—તું કંઈ ભૂલ કરે છે! તેંસેઠ વરસનો માણસ પચાસ વરસનો લાગે, પણ કંઈ પચીસ વરસનો દેખાય ખરો?

**વહાલો**—કેમ નહિ? માણસો વહેલા ઘરડા થઈ જાય છે તેનું કારણ સ્ત્રીઓ છે, ને મારો આજ કંઈ નહિ તો પચાસ વરસ થયાં નિયમ છે કે બૈરાંઓ સાથે

વાત ન કરવી. હું બૈરાં સાથે વાત નથી કરતો તેથી જ હું આટલો જુવાન દેખાઉં છું. બાકી મારો જન્મ તો બળવા વખતે જ થયલો.

**ભગવાનજી**—(ચમકી ઉઠે છે) શું કહે છે? તારી વાત ખરી છે. સ્ત્રીઓ મરદોનું લોહી ચૂસવું બાકી રાખે છે. જો હું પણ બૈરીની લોથમાં જ ઘરડો થઇ ગયો છું. પણ અલ્યા, આવો વિચિત્ર નિયમ લેવાનું કંઇ કારણ?

**વહાલો**—જવા દોની સાહેબ, એ વાત જાણ્યાથી કંઇ લાભ નથી.

**ભગવાનજી**—(વિનવીને) ના, ના, કહે તો ખરો.

**વહાલો**—સાહેબ, હું નાનો છોકરો હતો ત્યારે એક છોકરી સાથે મને દોસ્તી થયેલી. અમે બેએ પરણવાનો નિશ્ચય કરેલો, પણ એક પૈસાવાળો માણસ મળ્યો એટલે તે નિરાંતે તેને પરણી ગઈ. પછી હું તેને ખુલાસો પૂછવા ગયો એટલે તેણે મને નોકર મારફત બહાર કઢાવી મૂકયો. તે દિવસથી બૈરાંની જાત પર મને તિરસ્કાર આવી ગયો છે.

**ભગવાનજી**—તું પણ કોઇ વિચિત્ર માણસ દેખાય છે. આવા નિશ્ચયને વળગી રહેવું સહેલું નથી. એ નિયમ પાળતાં તને કોઇ રીતના અડચણ ન આવી?

**વહાલો**—અડચણ? અડચણ કેવી? બૈરાંઓ કંઇ આપણી પાછળ પડે છે? આપણે ઉલટા બૈરાંઓ પાછળ પડીએ છીએ. એટલે અડચણ શી રીતે આવે?

**ભગવાનજી**—તું ભૂલે છે. બૈરાંઓ બહુ નઠારાં હોય છે. સૂતા માણુસને જગાડે એવી એ જાત છે; તું નથી જાણુતો.

**વહાલો**—સાહેબ, એમ નથી. સૂતો માણુસ જાગવાને તૈયાર હોય તો જ સ્રીઓ તેને જગાડે. લાવો, હું સૂઈ જાઉં પછી જોઉં મને કોણુ જગાડે છે ?

**ભગવાનજી**—(સમજી જઈને) બરાબર છે. મરદો પણુ ઓછા લુચ્ચા નથી હોતા. મરદ ને સ્રી બન્ને ઠીકેઠીક છે. વારૂ ત્યારે, આપણે ત્યાં રહેજે. શો પગાર લઈશ ?

**વહાલો**—તમે આપશો તે; મારે તેની તકરાર નથી.

**ભગવાનજી**—ઠીક ત્યારે, આજથી તારો પગાર ચડશે.

(વિચારમાં પડે છે.)

(વહાલો માળે જાય છે.)



અંક પહેલો

પ્રવેશ બીજો

ભગવાનજીનું ઘર

**ભગવાનજી**—( બબડે છે. ) ચાલો. આ માણુસ મળી ગયો તે ઠીક થયું. પરમેશ્વરે મને જેવો માણુસ જોઇએ તેવો આબાદ મોકલ્યો છે. પણ શું એ કહે છે તેમ એ તેંસેઠ વરસનો હશે ખરો ? હોય ભાઈ, દુનિયામાં કંઈ કંઈ નવાઇઓ ભરી છે. પણ શું બૈરાંઓ સાથે વાત ન કરવાથી માણુસ આટલો બધો જુવાન રહી શકતો હશે ? ગમે તે હોય. આપણે તેની શી પંચાત ? એ પેલીની સાથે વાત જ નહિ કરે એટલે પછી આપણે ફીકર શી ? પર પુરુષો સાથે વાત કરવાથી જ બૈરાંઓ બગડે છે. બૈરાંઓ આપણી સાથે નથી બોલતાં એટલું નોકરો સાથે બોલે છે

ને તેમાંથી જ ઘોટાળા થાય છે. અરે! પણ પેલો ક્યાં ગયો? વહાલા! ઓ વહાલા! વહાલા!

(માળે ધસી જાય છે, દાદરમાં નંદા સામી મળે છે.)

**નંદા**—(ખીજવાઇને) આ તમે કયા ઓડને પકડી આણ્યો છે? મારે ને એને નહિ બને. પૂછીએ તેનો જવાબ જ નથી દેતો!

**ભગવાનજી**—પણ તારે એને પૂછવાનું શું છે? ચાલ, નીચે ચાલ. બેસીને વાત કરીએ.

**નંદા**—મેં એને પૂછયું કે તું કોણ છે? તેનો જવાબ દીધા વગર એણે સાવરણી ઊંચકીને વાળવા માંડયું!

**ભગવાનજી**—બરાબર છે. તારે તે પરથી સમજવું હતું કે નવો નોકર આવ્યો છે. પરોણો આવીને તો સાવરણી ઊંચકવાનો જ નહોતો?

**નંદા**—તે તો હું સમજી. પછી મેં એને પૂછયું કે તારૂં નામ શું? તેનો પણ જવાબ ન દીધો!

**ભગવાનજી**—તે તારે એનું નામ જાણવાની એટલી બધી ઉતાવળ શી હતી? મને આવીને પૂછવું હતું. હું એનું નામ કહેત.

**નંદા**—અરે વાહ! નોકરનું નામ પૂછવા હું તમારી પાસે આવું? એના કરતાં તે જ મુઆને કાં ન પૂછું?

**ભગવાનજી**—ચાલ, મુઓ કહીને મને છેતરવાનો પ્રયત્ન ન કર.

**નંદા**—છેતરવાનો? તે શું?

**ભગવાનજી**—તમને લોકોને નોકરો સાથે ગપ્પાં મારવાનો બહુ ચટાકો હોય છે તે હું જાણું છું. નોકરને તમે લોકો ગાળ દઇને એટલા માટે બોલાવો છો કે તમને ચટાકો હોય તે પર અમારૂં ધ્યાન ન જાય. એટલા જ માટે મેં એવો નોકર રાખ્યો છે કે જે બૈરાંઓ સાથે વાત જ ન કરે.

**નંદા**—પણ એ શી રીતે ફાવે ? આખો દિવસ અમારે નોકરો સાથે કામ પડયું, પછી નોકર સાથે વાત કર્યા વગર કેમ ચાલે ?

**ભગવાનજી**—કામ હોય તે કરવાનો હુકમ આપવો એટલે નોકર મૂગે મોઢે તે કામ કરવા માંડે. વાત કરવાની શી જરૂર પડે ? નોકર કંઈ વર છે ? વાત તો વર સાથે કરવાની.

(વહાલો આવે છે.)

**વહાલો**—શેઠ, ચાર આના આપો.

**ભગવાનજી**—શેના ?

**વહાલો**—આજ મેં કામ કીધું તેના. હવે હું તમારે ત્યાં નોકરી કરવા માંગતો નથી.

**ભગવાનજી**—(ગભરાઇને) કેમ ?

**નંદા**—છો, જતો હોય તો જવા દો મુઆને. 'કેમ' શું કરવા પૂછો છો ?

**ભગવાનજી**—(નંદાને) મૂગી રહે. (વહાલાને) કેમ ચાલ્યો જાય છે ?

વહાલો—તમને મેં કહ્યું કે બૈરાંઓ સાથે હું વાત નથી કરતો ? આ બાઇ આવીને મને સવાલ પૂછ પૂછ કરે છે, ને હું જવાબ નથી દેતો એટલે મને કહે છે કે હું શેઠાણી છું માટે જવાબ દેવો પડશે. તમે જો એને કાઢી મૂકો તો હું રહું.

(નંદા વહાલાને તમાચો મારવા જાય છે. શેઠ અટકાવે છે.)

ભગવાનજી—વહાલા, ગમે તેમ ન બોલ. હું એને કહીશ કે તારી પાસે જવાબ ન માંગે; પછી તને શું અડચણ છે ?

વહાલો—સાહેબ, બૈરાંઓ મૂગાં રહેતાં હોત તો દુનીઆનો રંગ જુદો જ હોત. તમે મને પહેલેથી કહ્યું કેમ નહિ કે તમારા ઘરમાં બૈરી છે ?

ભગવાનજી—અલ્યા, બૈરી હોય ત્યારે જ નોકર રાખવો પડે કેની ? તું એ આવીને કામ સોંપે તે મૂગે મોઢે કરજે, જવાબ નહિ દેતો.

વહાલો—પણ સાહેબ, મારે વારે ઘડીએ એના સામું જોવું પડે તે મને નહિ બોજે.

ભગવાનજી—મારે ખાતર જોજે. તારો નિયમ બૈરાં સામે જોવું પણ નહિ એમ તો નથી કેની ?

વહાલો—ના.

ભગવાનજી—બસ ત્યારે, તું રહેની.



અંક પહેલો

પ્રવેશ ત્રીજો

ભગવાનજીનું ઘર.

(બહાર અવાજ થાય છે.)

**ભગવાનજી**—કોણ?

**આવનાર**—નગીનદાસ.

**ભગવાનજી**—આવો આવો. (નંદાને) જા, ચાલી જા માળે. (વહાલાને) અલ્યા, ચાહ મૂકી દે તો.

(બંને જાય છે.)

**નગીનદાસ**—(આવીને) સાહેબજી મહેરબાન. કેમ દોસ્ત, હવે તો તારી નવી બૈરી બતાવ.

**ભગવાનજી**—(મનમાં) સત્યાનાશ જાય તારૂં. આ વળી મારી પાછળ કયાંથી લાગ્યો? (મોટેથી) નગીન, તારે મારી વહુને જોઇને શું કામ છે?

નગીનદાસ—કેમ, મારા દોસ્તની વહુ કેવી છે તે જોવાનું મને મન ન થાય?

ભગવાનજી—માફ કર, ભાઈ સાહેબ. એ વાત નહિ બને. મને બૈરાંઓ સાથે પારકા માણસો વાત કરે તે પસંદ નથી.

નગીનદાસ—ભગુ, તારી તો અક્કલ ગઇ છે. હું શું પારકો માણુસ છું? ચાળીસ વરસની આપણી દોસ્તી છે તે તું ભૂલી જાય છે.

ભગવાનજી—દોસ્તી ને બોસ્તી. હું બૈરીની બાબતમાં દોસ્તદારનો ભરોસો નથી કરતો.

નગીનદાસ—તારા જેવો વહેમી કોઈ નથી. સ્ત્રીઓ વળી સાચવી સચવાતી હશે? આવા આવા ખ્યાલો તારા મગજમાં ક્યાંથી ઘૂસી ગયા છે?

ભગવાનજી—તેની તારે શી પંચાત? સાચવવી છે મારે કે તારે?

નગીનદાસ—તારે, ભાઈ તારે, પણ પિયેર જશે ત્યારે તું ક્યાં જોવા જઈશ?

ભગવાનજી—પિયેર મોકલું ત્યારે કેની?

નગીનદાસ—શું તને પરણી એટલે હવે પિયેરનું મોંઝ ન દેખે?

ભગવાનજી—ના.

નગીનદાસ—ઠીક! વારૂ ત્યારે ઘરમાં કોઇ મરદો આવશે ત્યારે?

**ભગવાનજી**—તારા સિવાય કોઈ મરદને ઘરમાં કોણ પેસવા દે છે?

**નગીનદાસ**—દુકાને તું જાય તે અરસામાં કોઈ આવે તો?

**ભગવાનજી**—એ ઘેર આવી તે દિવસથી બધું કામ હું ઘેરજ કરૂં છું. દુકાન મુનીમને સોંપી દીધી છે. એક ક્ષણ પણ હું એને વ્હીલી નથી મૂકતો.

**નગીનદાસ**—તું જાજરૂમાં જાય ત્યારે તો એ એકલી પડે ને?

**ભગવાનજી**—તે પણ રાતે એ ઊંઘી જાય પછી જ જાઉં છું.

**નગીનદાસ**—હાહાહા! જબરો.

**ભગવાનજી**—હજી તું મને ઓળખતો જ નથી.

( એટલામાં વહાલો ચાહ લાવે છે ને તે આપી તરત જાય છે.)

**નગીનદાસ**—( તેની સામું જોઇને ) અલ્યા આ કોણ છે?

**ભગવાનજી**—મારો નવો નોકર.

**નગીનદાસ**—હાહાહાહા! આ તો બાળે ડૂચા ને દરવાજા ખુલ્લાનો તું ઘાટ લાવ્યો.

**ભગવાનજી**—( ગભરાઇને ) કેમ કેમ કેમ? શું છે?

**નગીનદાસ**—આ ઘરમાં ખાસો જુવાન નોકર રાખ્યો છે, તેના કરતાં નોકરડી રાખી હોત તો?

**ભગવાનજી**—તારા કરતાં મારામાં અક્કલ વધારે છે. નોકરડી કરતાં તો નોકર હજાર દરજ્જે સારો. નોકરથી તો આપણે ચેતતા રહીએ પણ નોકરડી તો પારકા

માણસને સંદેશા પહોંચાડે તેની આપણને કોઈ દિવસ ખબરજ ન પડે.

**નગીનદાસ**—પણ નોકર પોતાનો સંદેશો પહોંચાડે તેનું શું?

**ભગવાનજી**—નોકર તપાસ કરીને રાખીએ પછી કંઇ ધાસ્તીજ નહિ.

**નગીનદાસ**—આવો જુવાનજોધ નોકર રાખ્યો છે તે શું તપાસ કરી છે?

**ભગવાનજી**—તું શું જાણે દોસ્ત? તું એને જુવાન કહે છે તે ભૂલ છે. એ તો આપણા બન્ને કરતાં મોટો છે.

**નગીનદાસ**—હા! હા! કહેતા બી દિવાના મગર સુનતા બી દિવાના કયા? મજાક ન કર.

**ભગવાનજી**—ખરેખર નગીન, મજાક નથી કરતો.

**નગીનદાસ**—તો શું એ પાંસઠ વરસનો છે?

**ભગવાનજી**—હા, હા,

**નગીનદાસ**—ત્યારે એ પચીસ વરસનો કેમ લાગે છે?

**ભગવાનજી**—એણે સ્ત્રી સાથે વાત ન કરવાના કસમ ખાધા છે તેથી એ જુવાન રહ્યો છે.

**નગીનદાસ**—(મનમાં) જરૂર કંઈ ઘોંટાળો છે. બનવા દે સાળાને (મોટેથી) એમ? તો તો બરાબર. ચાલો ત્યારે, સાહેબજી.

**ભગવાનજી**—આવજે, સાહેબજી.



અંક પહેલો

**પ્રવેશ ચોથો**

ભગવાનજીનું ઘર

(નંદા અને વહાલો ચાહ બનાવે છે.)

**વહાલો**—અહીં બીજું કોઈ છે કે?

**નંદા**—ના. (બન્ને જણુ ભેટે છે.)

**નંદા**—એ નીચે શું કરે છે?

**વહાલો**—કોઇ એનો મિત્ર આવ્યો છે તેની સાથે વાત કરે છે.

**નંદા**—હમણાં આવે એમ તો નથી કેની?

**વહાલો**—તે તો કોણ જાણે, પણુ આપણુને તેની શી ચિંતા છે? આપણે એ તો વાત નથી કરતાં એટલે પછી શી હરકત?

**નંદા**—વહાલા! તમે એને હુજી ઓળખ્યો નથી. એ કંઈ પળે તમારા પર વહેમાઈને તમને કાઢી મૂકશે તેનો કંઇ ભરોસો નહિ.

**વહાલો**—પ્રિયે, એમ ગભરાય છે શું? તેમ થશે તો આપણે બીજા રસ્તા ખોળી કાઢશું.

**નંદા**—મને એમ લાગતું હતું કે તમે અહીં આવશો એટલે મારા મનનું દુઃખ ટળી જશે; પણ હવે તો ઉલટું તે વધ્યું.

**વહાલો**—કેમ? તે શી રીતે?

**નંદા**—પહેલાં માત્ર દર્શનથી મને જે આનંદ મળતો તે હવે સ્પર્શ સિવાય મળી શકતો નથી.

**વહાલો**—વખત જતાં સ્પર્શનું પણ એમજ થશે.

**નંદા**—તે ખરૂં પણ તમને ચાર વેંત દૂર ઊભા રહેલા જોવા ને સ્થિર બેસી રહેવું એ મારાથી નહિ બને.

**વહાલો**—પ્રયત્ન કર, એટલે બની શકશે. એટલો ઇશ્વરનો પાડ માનની કે મેં ન મનાય એવી વાત કહી તે પણ એ બુઢ્ઢાને ગળે ઊતરી.

**નંદા**—શી?

**વહાલો**—મારી ઉંમર બાબત.

**નંદા**—હા, હા! પણ તેં જે નામ પસંદ કીધું તે પર તો હું તારા પર ફીદા છું. વહાલા?

(ફરી બન્ને જણ ભેટે છે.)

**વહાલો**—ઊભી રહે, હમણાં ચાહ આપીને આવું છું.

**નંદા**—તરત હોં!

**વહાલો**—( દાદર ઊતરતાં ) વારૂ.

(નંદા વિચારમાં પડે છે. વહાલો પાછો આવ્યો તે છતાં વિચાર ચાલુ છે.)

**વહાલો**—નંદા! ઓ નંદા! શું વિચાર કરે છે?

**નંદા**—(ચમકીને) કંઇ નહિ. અમથી.

**વહાલો**—ના, ના, કહે તો ખરી.

**નંદા**—હું એમ વિચાર કરૂં છું કે આપણે આ દુઃખમાંથી ક્યારે છૂટશું?

**વહાલો**—બધો તારા પર આધાર છે. તું પૈસાની ગોઠવણ કર એટલે પછી આપણે પોલ થઈ જઇએ.

**નંદા**—તે જ પંચાત છે કેની? ઘરમાં શેરોનાં કાગળીઆં અને ચેકબુક સિવાય બીજું કંઇ નથી. રોકડા પાંચ રૂપિયા હશે તો નસીબ.

**વહાલો**—ઘરેણાં?

**નંદા**—બેંકમાં. મુઓ બહુ લુચ્ચો છે, તું એને નહિ પહોંચે.

**વહાલો**—એ........

( દાદરમાં અવાજ સંભળાય છે એટલે વાત પડતી મૂકી કાન ધરે છે. નંદા પણ તેમજ કરે છે. )

**ભગવાનજી**—( ઓચિંતા દાખલ થઇને) તમે લોકો કાને હાથ દઇને કેમ ઉભાં છો? શું કરો છો?

(બન્ને જણ ચમકે છે).

વહાલો—શેઠ, હું શેઠાણીને સમજાવું છું કે તમારો અવાજ સાંભળીને મારા કાન ફુટી ગયા છે, છતાં બોલ્યાં જ કરે છે.

નંદા—તમે આને કાઢો નહિ તો મારે ને તમારે તકરાર થશે.

ભગવાનજી—ચાલ, નકામી પંચાત ન કર. મને ફાવશે તેમ કરીશ

નંદા—પણ એ વધારે કે હું? મારૂં હર ઘડીએ અપમાન થાય તેનું કંઈ નહિ?

ભગવાનજી—પણ તું એની સાથે વાત કરવા શા સારૂ જાય છે? મૂગી મૂગી મરી રહેતી નથી તે?

નંદા—(રીસાઇને) વારૂ, ત્યારે હવે નહિ બોલું.

ભગવાનજી—નંદા! (નંદા જવાબ નથી દેતી.) નંદા! ઓ નંદા! અલી, બોલ તો ખરી! મારી સાથે બોલવાની મેં કયાં ના કહી છે? અલી! સાંભળે છે કે? (નંદા હજુ બોલતી નથી) જોજે હોં, પછી હું અકળાઇશ. નંદા!

(ભગવાનજી પાસે જાય છે; નંદા ધક્કો મારે છે.)

વહાલો—શેઠ, તમે કહો તો બેચાર લગાવી દઉં. હમણાં બોલી દેશે.

નંદા—અડક તો ખરો મુઆ. ચીરી ન નાખું?

ભગવાનજી—વહાલા, તું તારૂં કામ કર.

વહાલો—હા સાહેબ.

(જાય છે.)

**ભગવાનજી**—સાંભળે છે કે? આ માણસ બહુ સારો છે. એની સાથે તું તકરાર કરીશ તો તારે ને મારે તકરાર થશે.

**નંદા**—એટલે! શું તમે નોકરની તરફેણ કરી મારી સાથે લડશો?

**ભગવાનજી**—હા. હું કહું તેમ કર્યાં કરવું. મેં એને સરત કરીને રાખ્યો છે તે પ્રમાણે એ કરે તેમાં તું વચ્ચે શું કરવા પડે છે?

(બીજા ઓરડામાંથી વહાલો શેઠની પીઠ પછવાડેથી ઇસારત કરે છે તેથી નંદાને હસવું આવી જાય છે.)

**ભગવાનજી**—હસે છે શું? કેમ હસી?

**નંદા**—કંઇ નહિ, અમથી.

**ભગવાનજી**—ના, ના, તો પણ?

**નંદા**—એ તો વહાલો વાસણ સાજવા કેવો બેઠો છે તે જોઇને મને હસવું આવ્યું.

**ભગવાનજી**—તેમાં હસવાનું શું?

**નંદા**—તમે પણ કેવા સવાલ પૂછો છો? વાસણ કોઇ દિવસ સાજ્યાં હોય તે આવી રીતે ન બેસે.

**ભગવાનજી**—ત્યારે એને કેમ બેસવું તે શીખવ.

**નંદા**—તમારાં બોલવાનાં કંઇ ઠેકાણું છે?

**ભગવાનજી**—કેમ?

**નંદા**—હમણાં તો કહેતા હતા કે એની સાથે બોલવું નહિ ને હવે એની પાસે જઇ બોલવાનું કેમ કહો છો?

**ભગવાનજી**—હું તો એમ કહું છું કે નકામું નોકરો સાથે લવલવ કરવું નહિ. કામની વાત કંઇ કર્યા વગર ચાલે ?

**નંદા**—હું તો હવે વહાલા સાથે બોલવાની જ નથી. તમારે કહેવું હોય તો જઈને કહો.

**ભગવાનજી**—લેની તેમ. પણ એને જઈને શું કહું ?

**નંદા**—એને કહો કે તેં દુનિયામાં કોઈ દિવસ વાસણ સાજ્યાં છે ખરાં ?

**ભગવાનજી**—એમ કહેવાથી શું વળશે ? બૈરાંઓને મહેણાં મારીને બોલતાં જ આવડે છે, ટૂંકેથી પતાવવું કેમ તેની તો ખબર જ નહિ.

**નંદા**—ને મરદો શું ઓછાં મહેણાં મારે છે ? આ હમણાંજ, તમે મને મહેણું જ માર્યું કેની ? ટૂંકેથી પતાવોની.

**ભગવાનજી**—( ચાટ પડી જઈ ) ચાલ, સામું ન બોલ. વર સાથે કેમ વાત કરવી તે આવડે છે કે નહિ ?

**નંદા**—મને શી રીતે આવડે ? તમે ત્રણ વહુ પરણ્યા એટલે તમે તો તાલીમ લીધી છે. હું કંઇ ત્રણ વરને પરણીને પછી તમને પરણી છું ?

**ભગવાનજી**—હવે સીધી સીધી વાત કરની. તારે વહાલાને શું કહેવું છે ?

**નંદા**—એને એમ કહો કે વાસણ સાજતી વખતે તું બેઠો છે એમ ન બેસવું જોઈએ. અદુકડા બેસીને, ઢોળાવ તરફ વાસણો રાખીને, ડાબા હાથ તરફ બાલ્દી રાખીને, જમણા હાથ તરફ રાખનો ઢગલો રાખીને,રાખમાં પાણી ન પડે એવી રીતે પાણી લઈને,—

ભગવાનજી—ઊભી રહે, ઊભી રહે. આટલું બધું તો મને યાદ નહિ રહે. આટલુંજ મને કહી આવવા દે. (જાય છે.)

(નંદા ઊભી ઊભી હસે છે ને વહાલા તરફ જોઈ ઈશારત કરે છે.)

ભગવાનજી—એઈ વહાલા, શેઠાણી કહે છે કે—

વહાલો—તમારાં વળી શેઠાણી કોણ છે?

ભગવાનજી—અરે અક્કલ! તારી શેઠાણી કહે છે કે ઢોળાવ તરફ બેસીને, ડાબા હાથ તરફ વાસણો રાખી, જમણા હાથ તરફ પાણી રાખી—

વહાલો—તે તેમજ બેઠો છું કેની સાહેબ?

ભગવાનજી—(ગુંચવાઇ જઇને) હેં! ઊભો રહે, પૂછી આવું, હું ભૂલી ગયો. (વહાલો હસે છે.)

ભગવાનજી—નંદા, તેં શું કહ્યું હતું? હું તો ભૂલી ગયો.

નંદા—(હસે છે) અક્કલ તો કોડીની છે નહિ. મિજાજ કરી જાણો છો.



અંક પહેલો

પ્રવેશ પાંચમો

રસ્તામાં

**નગીનદાસ**—ઊભો રહે, વહાલા. મારે તારૂં કામ છે.

**વહાલો**—શેઠે મને રસ્તામાં ઊભા રહી કોઈની સાથે વાત કરવાની ના પાડી છે.

**નગીનદાસ**—તે હું કોઈ નથી. તું મને ઓળખે છે?

**વહાલો**—ના. તમે એક દિવસ ઘેર આવેલા ખરા.

**નગીનદાસ**—હું તારા શેઠનો ખાસ મિત્ર છું. તારો ભેદ હું પામી ગયો છું, માટે ખરી વાત કહી દે.

**વહાલો**—( ગભરાયા છતાં અજાણ્યું મોં રાખી ) શો ભેદ ?

**નગીનદાસ**—ચાલ, સફાઈ જવા દે. તારી છૂપી વાત મને કહી દે.

**વહાલો**—( આસપાસ જોઇને ) સાહેબ, હું અગાઉ જુગારખાનામાં જતો હતો.

**નગીનદાસ**—હેં ? લે, તે તો હું જાણતો જ નહોતો.

**વહાલો**—બસ, બીજી કોઈ વાત ખાનગી નથી.

**નગીનદાસ**—જા રે જા ! તું ઠગ છે.

**વહાલો**—સાહેબ, પીઠામાં પણ કોઇક વખત હું જાઉં છું.

**નગીનદાસ**—ઓત્ ત્હારી ! તું પણ નંગ લાગે છે. પણ એ વાત નહિ.

**વહાલો**—ત્યારે, સાહેબ, બીજું કંઇ નથી-

**નગીનદાસ**—લે ત્યારે, હું કહું ?

**વહાલો**—હા.

**નગીનદાસ**—તારે ને શેઠાણીને અગાઉનું પીછાણ છે તેથી તું ઘરમાં ઘૂસ્યો છે.

**વહાલો**—જાઓ જાઓ મહેરબાન, આવું શું બોલો છો ? હું તો બૈરાંઓ સાથે વાત જ નથી કરતો.

**નગીનદાસ**—ચાલ, સાળા, જૂઠું ન બોલ. મારે મોંઢે કબૂલ કરીશ તો શેઠને નહિ કહું, નહિ તો હમણાં જઇને ભડ ખોલી દઇશ. પછી જોજે તને ધક્કો મારીને બહાર કાઢે છે કે નહિ તે.

**વહાલો**—( પગે લાગીને ) નગીનભાઇ, હું એનો ખરૂં જોતાં ધણી છું. એનાં મારી સાથે લગન થયેલાં છતાં એનાં માબાપે પૈસાની લાલચે ભગવાનજીને મારી વહુ પરણાવી દીધી છે.

નગીનદાસ—હેં ! એમ હોય તો તો એ બૈરીએ તારી સાથે ચાલ્યા જવું જોઈએ. હું પણ ભગુ પર, તે દિવસે એણે મારૂં અપમાન કીધું ત્યારથી અકળાઈ રહ્યો છું. જા, બચ્ચા, હું તને મદદ કરીશ. ફિકર ન કરતો.

વહાલો—પણ નગીનભાઈ, શેઠ બહુ વહેમી છે હોં. જરા સણસણો ન પડવા દેતા.

નગીનદાસ—( જતાં જતાં ) હા હા. ઠીક.

વહાલો—તે દિવસે નંદાનો છેડો પવનથી હાલ્યો એટલે આખું ઘર ખોળી વળ્યા હતા.

નગીનદાસ—કેમ ?

વહાલો—શેઠને લાગ્યું કે ઘરમાં કોઇ મરદ પેસીને એમની બૈરીનું માથું ઉઘાડી નાંખ્યું.

નગીનદાસ—( હસે છે. ) ઠીક !

વહાલો—અરે, એક દિવસ નંદા છજામાં ઊભી ઊભી નીચે એક કૂતરો બકરીને પકડતો હતો તે જોઇને હસતી હતી, એટલે નીચે કોઇ મરદ ઊભો છે એમ ધારી ડાંગ લઈને રસ્તામાં ધસી ગયા હતા.

નગીનદાસ—( ખૂબ હસે છે. ) હા હા હા હા !

વહાલો—સવારના પહોરમાં શેઠ શું કરે છે તે જાણો છો ?

નગીનદાસ—ના.

**વહાલો**—એક એર-ગન લાવ્યા છે તેણે વતી કબૂતર કોઈ ઘરમાં પેઠું તો તેને ગોળીથી ઠાર કરે છે.

**નગીનદાસ**—તે વળી શા સારુ ?

**વહાલો**—એમ કે કબૂતરો ઘરમાં પેઠેલાં ખોટાં; કારણ કે એ સાળાં પગે ચિઠ્ઠીઓ બાંધીને સંદેશા લઇ જાય છે.

**નગીનદાસ**—હા હા. હવે એ મરવાનો થયો છે, બીજું કંઇ નહિ.

**વહાલો**—એક દિવસ........

**નગીનદાસ**—હવે હું સમજી ગયો, વધારે દાખલાની જરૂર નથી. વહેમીના વહેમનો છેડો નથી હોતો. એ લોકો ખુદ પરમેશ્વરનો ભરોસો નથી કરતા.

( બન્ને જાય છે. )



અંક બીજો

પ્રવેશ પહેલો

ભગવાનજી—(સ્વગત) બૈરીને તે ક્યાં ક્યાં સંભાળીએ? સવારના પહોરમાં આપણે લગાર મોડા ઊઠ્યા ને જઈને જોઈએ તો ભૈયો દૂધ આપવા આવ્યો હોય તેની સાથે જ એ તડાકા મારવા ઊભી હોય. અસલ તો દૂધવાળીઓ આવતી; તેને બદલે હવે દૂધવાળા ભૈયાઓ જ આવે છે! રાંધવાને રસોઇઓ રાખવો પડે તે પણ હરામખોર જ–બનતા સુધી તો–હોય. નોકરની તો વાત જ ન કરવી. આ પાડોશીઓ પણ જે દિવસથી એ આવી છે તે દિવસથી મને ખાસ સલામ કરે છે. એ લોકો એમ ધારતા હશે કે હું એમની ગત જાણતો નથી. પણ હું હવે બધાને ઓળખી ગયો છું. મહેતા–મુનીમો પહેલાં ઘેર

આવવાનું આળસ રાખતા તે બધા હુવે વગર કારણે ઘેર ફેરા ખાય છે. દરેક વખતે એ લોકો આવે ત્યારે આપણે આગળ જ હોઈએ એમ શી રીતે બને? સહેજ આઘા પાછા થઇએ કે સોંસરા નંદાની સાથે જ વાત કરવા પહોંચે છે! મેં એને હુજાર વખત કહ્યું કે મરદો આવે તેની સાથે તારે વાત ન કરવી, પણ હું જેમ જેમ એને વધારે ના કહેતો જાઉં છું તેમ તેમ એ વાત કરવાના નવા નવા માણુસો શોધી કાઢે છે. ગઈ કાલે વળી એક સાધુ સાથે જ વાત કરતી હતી. જો હિંદુસ્તાનમાં કોઇ પણ ફાંસીએ લટકાવવાને લાયક હોય તો તે સાધુ લોકો છે. એ લોકો મરદો કામે ગયા હોય તે અરસામાં તેમનાં ઘરોમાં ઘૂસવા સિવાય બીજો કોઇ ધંધો જ નથી કરતા. સરકાર એ લોકોને કેદમાં કેમ નહિ પૂરતી હોય? હુવે વળી નવી જ પીડા આવી છે. એ કહે છે કે મારી છાતીમાં દુઃખે છે માટે દાકતરને બોલાવો. મરદોને પાસે બોલાવીને વાત કરવાના એ કેવા કેવા ઇલાજો લે છે! મને ખાતરી છે કે એને કંઇજ નથી થયું. અઢાર વરસની છોકરીને વળી છાતીમાં દરદ કેવું? (અવાજ થાય છે એટલે મોટેથી) એ કોણુ?

**નગીનદાસ**—નગીન.

**ભગવાનજી**—ઠીક આવ્યો, દોસ્ત, તારી જ વાટ જોતો હતો.

નગીનદાસ—હું માનતો નથી.

ભગવાનજી—શું ત્યારે હું જુઠું બોલું છું એમ ?

નગીનદાસ—બેશક. હું જાણું છું કે આ નવી બૈરી લઇ આવ્યો છે ત્યાર પછી તને ઘરમાં કોઇ મરદ આવે છે તે ગમતું નથી.

ભગવાનજી—તે વાત ખરી છે, હું કબૂલ કરું છું. પણ હું તને યાદ કરતો હતો તે વાત હું તને કારણ કહીશ એટલે તું સાચી માનશે.

નગીનદાસ—કહે જોઉં ?

ભગવાનજી—આજે એની છાતીમાં દરદ થઈ આવ્યું છે.

નગીનદાસ—તેનું શું છે ?

ભગવાનજી—એ કહે છે કે દાકતરને બોલાવો.

નગીનદાસ—બરાબર છે. બોલાવ દાકતરને.

ભગવાનજી—દાકતરો કેવા ઉખડેલ હોય છે તે તું ક્યાં નથી જાણતો ?

નગીનદાસ—ત્યારે વૈદને બોલાવ.

ભગવાનજી—અરે, વૈદ તો વળી દાકતરથી નઠારા હોય છે.

નગીનદાસ—ત્યારે પડ કૂવામાં.

ભગવાનજી—જા જા, એમ અકળાઇ શું જાય છે ?

નગીનદાસ—દુનિયામાં બધા પર જ વહેમ રાખનારે કૂવામાં પડવા સિવાય બીજો શો ઇલાજ લેવો તે તું મને કહે.

ભગવાનજી—ના ના, હું એમ પૂછું છું કે સ્ત્રી દાકતરને બોલાવીએ તો ?

**નગીનદાસ**—તેને બોલાવવાથી તારી બૈયર તારા પર વહેમ ખાશે ત્યારે ?

**ભગવાનજી**—મારા પર શો વહેમ ખાય ?

**નગીનદાસ**—કેમ, તું એના પર વહેમ લાવે તેમ એ તારા પર વહેમ લાવે તો ?

**ભગવાનજી**—ચીરી ન નાખું ?

**નગીનદાસ**—વાહ ! આમ બોલતાં શરમા.

**ભગવાનજી**—તે હું મરદ છું.

**નગીનદાસ**—તેથી શું થઇ ગયું ?

**ભગવાનજી**—આપણે તો ફાવે તે કરીએ; તેમાં બૈરાંઓને પૂછવાનો અધિકાર શો ?

**નગીનદાસ**—ઠીક, ત્યારે સ્ત્રી દાકતર બોલાવ.

**ભગવાનજી**—એ ઉપર કોણ ગયું ?

**નગીનદાસ**—કોઇએ નથી ગયું.

**ભગવાનજી**—અરે શું ! મેં ચોખ્ખો પગનો ખખડાટ સાંભળ્યો ને ?

**નગીનદાસ**—અમથો તને ભણકારો પડયો હશે.

**ભગવાનજી**—ભણકારાને ન ગણકારવાથી જ માણસો મૂરખ બને છે. ઊભો રહે, જોઈ આવું.

(ભગવાનજી ઉપર જઈ આવે છે.)

**નગીનદાસ**—(હસે છે.) એક દિવસ આ માણસ ગાંડો થઈ જવાનો છે. (એટલામાં ભગવાનજી પાછો આવ્યો તેને) કોણ હતું ?

ભગવાનજી—કોઈ નહિ. મને અમથો જ શક પડયો. એ તો ઉપર વહાલો ઘર સાફ કરે છે?

નગીનદાસ—(માર્મિક રીતે હસે છે.) ઘર બગાડે છે કે સાફ કરે છે?

ભગવાનજી—બગાડે શી રીતે? હેં!

નગીનદાસ—નોકરો ઘણી વખત કામ કરી નથી જાણતા.

ભગવાનજી—હા, એ વાત ખરી છે. એક દિવસ મારે એને વાસણ કેમ સાજવાં તે શીખવવું પડયું હતું. પણ એક મારું કામ કરીશ?

નગીનદાસ—શું?

ભગવાનજી—જરા મિસ પેલી કેવી તો? હું તો નામ ભૂલી ગયો.

નગીનદાસ—ખડખડે કે પડપડે કે એવું કંઈ નામ છે તે?

ભગવાનજી—હં, યાદ આવ્યું. મિસ ભડભડે છે તેને જરા તેડી લાવશો?

નગીનદાસ—હું?

ભગવાનજી—હા, ત્યારે બીજું કોણ?

નગીનદાસ—વહાલો મરી ગયો છે?

ભગવાનજી—એ તો બૈરાંઓ સાથે વાત નથી કરતો.

નગીનદાસ—ત્યારે તું જા.

ભગવાનજી—પછી ઘરમાં કોણ?

નગીનદાસ—કેમ નંદા છે કેની?

ભગવાનજી—અરે પણ નંદા ઘરમાં છે તેથી જ બીજો કોઇ મરદ જોઇએ કેની?

**નગીનદાસ**—વહાલો મરદ છે કે બૈરી?

**ભગવાનજી**—પણ એ ઘરમાં, એ શું કરે છે તે પર ધ્યાન રાખવાનો છે?

**નગીનદાસ**—ત્યારે હું ધ્યાન રાખીશ, જા. હું અહીં તું આવે ત્યાં સુધી બેઠો છું.

**ભગવાનજી**—(સ્વગત) માર્યા. આ તો અહીં ઠસી પડશે! (મોટેથી ગળચીઆં ખાતાં ખાતાં) કંઈ નહિ; જવા દે એ વાત. એ તો સહુ પછી થઇ રહેશે.

**નગીનદાસ**—હરામખોર, મારે મોઢે તું આમ બોલતાં લજવાતો નથી? મારા પર વહેમ રાખતો જાય છે, ને આમથી દોસ્તીદાવો રાખીને પાછો કામ સોંપે છે! (ક્રોધથી ધ્રૂજે છે.) જા. તારી સાથે હવે હું સંબંધ રાખવા માંગતો નથી

(ઊભો થઇને ચાલવા માંડે છે.)

**ભગવાનજી**—(બીકથી) અરે નગીન, ઓ નગીન, દોસ્ત, તને ખોટું લાગ્યું? મારા સમ, હવે આટલો વખત મને માફ કર. તું અહીં બેસ; હું એને હમણાં ઉપરથી બોલાવું છું ને તારું ઓળખાણ કરાવું છું. પછી હું જ જઇશ. (ઊઠીને) નંદા, જરા નીચે આવતો.

**નંદા**—એ હા, આવી. (દોડતી દોડતી આવે છે.) કેમ, શું છે?

**ભગવાનજી**—આ નગીનદાસ મારા પરમ મિત્ર છે તેની સાથે તું વાત કરજે. હું જરા બહાર જઇ આવું છું.

નંદા—(શરમાઇને) મારાથી તો વાત નહિ થાય.

ભગવાનજી—કેમ ?

નંદા—(મોટેથી) તમને હું મરદો સાથે વાત કરું તે તો પસંદ નથી. (સ્વગત) આ વળી નવી પીડા કયાંથી આવી ?

ભગવાનજી—પણ આ તો મારા ખાસ દોસ્તદાર છે. એની સાથે વાત થાય.

નંદા—ઠીક.

(ભગવાનજી બહાર જાય છે.)

નગીનદાસ—બેન, હું તારી બધી વાત જાણું છું. તું તારે નીરાંતે માળે જઇને વહાલા (ખોંખારો ખાઈને) વહાલા સાથે મઝા ઉડાવની. એક છાપું આપતી જા તે હું વાંચીશ.

(નંદા ચોકી જાય છે; કંઈ સમજી ના હોય તેમ આભી બનીને ટગર ટગર જોયાં કરે છે.)

(ભગવાનજી પાછો આવીને છત્રી માગે છે. છત્રી લઈને બહાર જાય છે.)

નગીનદાસ—(તેની પાછળ તીરછી નજર નાંખે છે.) સાળો હજી વહેમ છોડતો નથી. (નંદાને) ઊભી શું રહી છે ? જાની ઉપર, ને પૂછ વહાલાને. તે તને બધું કહેશે.

ભગવાનજી—(બહાર કાન દઈ ને સાંભળતો હતો તે અંદર આવે છે.) વહાલો એની સાથે વાત કયાં કરે છે ?

**નગીનદાસ**—(ચીડવાઈ જઈને) અલ્યા, બહાર ઊભો રહીને કાન માંડતો હતો કે શું ? ચાલો સાહેબજી, હવે આજથી આપણી દોસ્તી તૂટી.

**ભગવાનજી**—(કરગરીને) દોસ્ત, તને પગે લાગું. આમ મારા પર ખીજવાઈ ન જા. બહાર જતાં મારે કાને શબ્દ પડયા તેમાં મારો શો વાંક ?

(જાય છે)

(નગીનદાસ ને નંદા હસે છે.)

**નગીનદાસ**—એકાદ છાપું આપની. (નંદા છાપું લાવે છે.) તારી છાતીમાં દરદ થાય છે છતાં ઉપર નીચે આવજા કેમ કરે છે ?

**નંદા**—સવારે છાતીમાં બહુ દુઃખ થઇ આવ્યું હતું. અત્યારે દુઃખ ઓછું છે.

**નગીનદાસ**—(માર્મિક રીતે) બરાબર છે. સાધારણ રીતે સવારેજ છાતીમાં દુઃખનો ત્રાસ વધારે હોય છે. વારુ, તું તારે જા.

(નંદા જાય છે.)



અંક બીજો

પ્રવેશ બીજો

(મીસ ભડભડેના બારણા આગળ નોકર ફરતો હોય છે તેને ભગવાનજી પૂછે છે.)

**ભગવાનજી**—એઈ, દાકતર છે કે ?

**નોકર**—(બેપરવાઈથી) માલા કાય ઠાવુક ?

**ભગવાનજી**—(પ્રેક્ષક તરફ જોઈને) જોની, હરામખોરનો દોર કેટલો છે ? (નોકરને) તુલા નહિ ઠાવુક તરી કોણાલા ઠાવુક ?

(નોકર બીડી પીયાં કરે છે.)

**ભગવાનજી**—(મરાઠી વાક્ય ગોઠવીને) જવાબ દ્યા ચાલ. મૂગા કસ્સા રાહતો ?

**નોકર**—શેટ, ટેલિફોન કરા, ટેલિફોન.

ભગવાનજી—આ ઠીક! દવાખાને આવીને તો હું ઊભો છું. પછી વળી ટેલિફોનની શી જરૂર?

(અંદર જઈને બેસે છે.)

મિસ ભડભડે—પાસ બેસો (ભગવાનજી પાસે જઈને બેસે છે. મિસ ભડભડે ઊભી થઈ જાય છે.) કોણ છો? બહાર જાઓ.

ભગવાનજી—કેમ?

મિસ ભડભડે—(પાસેનો ઓરડો બતાવી) બહાર બેસો; તમે મરદ છો.

ભગવાનજી—મરદ છું તેથી શું થઈ ગયું?

મિસ ભડભડે—તમારી સાથે વાત નહિ કરું. બૈરી લાવો.

ભગવાનજી—બૈરી! બૈરી કેવી?

મિસ ભડભડે—મરદ સાથ દાકતર વાત નહિ કરે, સમજ્યા?

ભગવાનજી—સમજ્યા. તમે કોણ છો?

મિસ ભડભડે—દાકતર.

ભગવાનજી—મારી સાથે આટલી વાત કેમ કરી?

મિસ ભડભડે—ખબર હઉં છું. હવે નહિ બોલું.

(લખવા માંડે છે.)

ભગવાનજી—દાકતર સાહેબ, તમારો નોકર મરદ છે તેની સાથે કેમ વાત કરો છો?

મિસ ભડભડે—પંચાત ન કરો. ચૂપ રહો.

ભગવાનજી—(ખીજવાઈને) આવી રીતે કેમ બોલો છો? હું કંઈ તમારો નોકર છું?

મિસ ભડભડે—મારા રૂમમાં આવી અપમાન કરો છો ? સિપાઈ !

સિપાઈ—હાં, સાબ.

મિસ ભડભડે—બહાર નિકાલો.

ભગવાનજી—માર્યા ! અરે ડાકતર, મારી બૈરી માંદી છે. તેથી તો તમને તેડવા આવ્યો છું; તેમાં તમે મને બહાર શેનાં કાઢો છો ?

મિસ ભડભડે—બૈરી માંદી છે તે અમે જાણતા નથી.

ભગવાનજી—અરે, પણ હું કહું છું કેની ?

મિસ ભડભડે—મરદ પર ભરોસો નથી. બૈરી લાવો.

ભગવાનજી—ભરોસા વગર દુનિયા કેમ ચાલે ?

મિસ ભડભડે—મરદો લુચ્ચા હોય છે.

ભગવાનજી—ત્યારે શું કરું ? મારી પાસે બૈરી તો છે નહિ. ( વિચાર આવ્યો તેથી ખુશ થઇ જઇને ) અરે ! પણ હું બુઢ્ઢો છું તેનો વિચાર કરો.

મિસ ભડભડે—બુઢ્ઢા હમેશાં વધારે નઠારા હોય છે. જાઓ.

ભગવાનજી—(સ્વગત) તારું સત્યાનાશ જાય રે તારું. નંદા ક્યાં ને તું ક્યાં ! કાળી ઠીકરા જેવી છે ને પવન કેટલો છે ! ( જાય છે. )



અંક બીજો
પ્રવેશ ત્રીજો

(ભગવાનજીના ઘરમાં નગીનદાસ પેપર વાંચે છે. હવામાં મુક્કા મારતો ભગવાનજી ઘરમાં દાખલ થાય છે.)

નગીનદાસ—કેમ, ભગુ, પાછો આવ્યો? દાકતરને ન લેતો આવ્યો?

ભગવાનજી—મિસ ભડભડે તો અપ્સરા છે.

નગીનદાસ—અપ્સરા! ખરેખર!

ભગવાનજી—અરે, સાળી કુરૂપનો કકડો તો છે.

નગીનદાસ—ત્યારે અપ્સરા કેમ કહે છે?

ભગવાનજી—જાણે મોટી રંભા કે ઉર્વશી હોય તેમ મને કહે કે મરદ પર મને ભરોસો નથી. બૈરી લાવો તો આવું. બૈરી ક્યાંથી લાવું? મારાથી કંઈ એને તેડવા જવા ખાતર બૈરી થવાવાનું છે!

નગીનદાસ—હા હા હા હા. બચ્ચાજી, એમ જ જોઈએ. તને બૈરાં પર ભરોસો નથી તો એને મરદ પર ભરોસો ન હોય એમાં ખોટું શું ?

ભગવાનજી—મને તો મરદ કે બૈરાં કોઈનો ભરોસો નથી.

નગીનદાસ—ત્યારે એ તારા કરતાં એટલી સારી કે બૈરાં પર તો વિશ્વાસ રાખે છે ?

ભગવાનજી—પણ હું કંઈ દાકતર છું ? તેડવા જઈએ તે વખતે આવે નહિ તો દવાખાનું શું કરવા ખોલીને બેઠી છે ?

નગીનદાસ—તે મને શું પૂછે છે ? બડબડેને પૂછવું હતું ને ?

ભગવાનજી—હવે શું કરીએ ?

નગીનદાસ—નંદાને જ પડપડેને ત્યાં લઈ જા.

ભગવાનજી—ભડભડે. બડબડે ને પડપડે ને એવાં એવાં નવાં નવાં નામો શેનો પાડે છે ?

નગીનદાસ—નામ સાથે કામ છે કે કામ સાથે ? નંદાને બોલાવ, ને એને જ લઈ જા.

ભગવાનજી—હા. ઊભો રહે; એ શું કરે છે તે ધીરે રહીને જોઈ આવું.

(ધીમે ધીમે અવાજ ન થાય તેમ જાય છે.)

નગીનદાસ—(ઘાંટો પાડીને) નંદા !

ભગવાનજી—(ઘણે જ ધીમેથી) મૂગો રહે.

નગીનદાસ—(ઘાંટો પાડીને) અરે નંદા !

ભગવાનજી—(ઘણે જ ધીરે સાદે) ચૂપ !

નગીનદાસ—આ ભગવાનજી તને બોલાવે છે.

નંદા—આવી.

ભગવાનજી—નગીન, તું તે માણસ છે કે કોણ છે?

નગીનદાસ—કેમ?

ભગવાનજી—મારો બધો ઘાટ તેં બગાડી નાંખ્યો.

નગીનદાસ—કયો ઘાટ?

ભગવાનજી—ઉપર શો તમાસો ચાલે છે તે હું જરા જોવા માંગતો હતો.

નગીનદાસ—કેમ, તને વહાલા પર ભરોસો નથી?

ભગવાનજી—ભરોસો તો છે, તો પણ ધ્યાન રાખવું તે સારું.

નંદા—(બન્નેના સામું જોઇને) કેમ શું કામ છે?

ભગવાનજી—દાક્તરને ત્યાં આવે છે!

નંદા—(ખુશાલીમાં) હા; ચાલો.

ભગવાનજી—(મનમાં) બહાર જવાનું આવ્યું કે કેવી ખુશખુશ થઇ જાય છે! (મોટેથી) ચાલો ત્યારે.

નંદા—(કંઇ યાદ આવ્યું હોય તેમ) અરે, પણ ઘરેણાં તો મારે શરીરે છે નહિ ને શી રીતે આવું.?

ભગવાનજી—આપણે કંઇ ઘરેણાં બતાવવા નથી જતા, તબીઅત બતાવવા જઇએ છીએ.

નગીનદાસ—હવે પહેરાવની. તારા જેવા શેઠની બૈરી થઇને તોછડે હાથે બહાર નીકળે તે સારું લાગે?

ભગવાનજી—તારે ને નંદાને ઓળખાણ થયાંને અડધો કલાક તો થયો નથી એટલામાં એની તરફેણ કેમ કરવા માંડી?

નગીનદાસ—કેમ, મારા પર વહેમ આવે છે કે ?
ભગવાનજી—ના ના ના; હું તો જરા મજાક કરું છું.
નગીનદાસ—મજાકની જાત પરથી પણ માણુસની જાત કેવી છે તે ખબર પડી જાય છે. એવી મજાક ન કર.
ભગવાનજી—વારુ ભાઇ, તેમ તો તેમ. (નંદાને) ઊભી રહે, ઘરેણાં કાઢી લાવું છું.

(માળે જાય છે.)

(નંદા વિચારમાં પડે છે.)

નગીનદાસ—નંદા, શું વિચાર કરે છે ?
નંદા—કંઇ નહિ.

(ભગવાનજી આવે છે.)

ભગવાનજી—લે આ પેટી. આમાંથી ફાવે તે પહેર ને ચાલ, ઝડપ કર. વળી દાકતર બહાર નીકળી જશે તો ફેરો પડશે.

(નંદા માળે જાય છે.)



અંક બીજો

પ્રવેશ ચોથો

ભગવાનજીના ઘરમાં

વહાલો--(ધીમે અવાજે) મારી નંદિની, ઘરેણાં તો બેંકમાં નથી. અહીંઆં જ છે. હમણાં મેં એને આ પેટી લેતો જોયો.

નંદા—હું પણ તે જ વિચાર કરતી હતી. તમે જગા બરાબર જોઇ રાખી છે ?

નંદા—(કપડાં પહેરતાં) આ નગીનભાઇ ફરી જઈને એને કંઇ કહી દેશે તો ?

વહાલો--મેં તને કહ્યું કેની કે એ ભગલા પર અકળાયા છે એટલે આપણી વિરુદ્ધ નહિ જાય ?

ભગવાનજી—(બહારથી) પહેરી રહી કે ?

નંદા—(લટકાથી) ના, તમે હમણાં અંદર ના આવશો.

વહાલો—એ વળી શું કહ્યું? હવે એ જરૂર આવશે.
નંદા—ચાલો ત્યારે મુઆને જરા બનાવીએ. પેલા બારણાને બંધ કરી અઢેલો એટલે એ જરૂર આવીને કાન માંડશે. પછી ખસી જજો, એટલે અફળાઇને પડશે.

(વહાલો તરત તેમ ઊભો રહે છે. બન્ને જણ એક બીજાના સામું જોઈ હસે છે. ભગવાનજી આવીને કાન માંડે છે.)

નંદા—વહાલા, કાંસકી લાવ.

(વહાલો મલકાય છે.)

નંદા—વહાલા, કંકુ લાવ.
નંદા—વહાલા, જા, આમ શું કરે છે?

(વહાલો ખસે છે તેની સાથે બારણું ઉઘડી જવાથી ભગવાનજી શેઠ ઉંધે માથે પડે છે. નાક પંપાળતા ઊઠીને બન્નેને ધમકાવે છે.)

ભગવાનજી—વહાલા, બારણા પાછળ કેમ ઊભો હતો?
વહાલો—શેઠાણીએ કહ્યું તેથી. તમે કેમ બારણા પાછળ ઊભા હતા?
ભગવાનજી—બારણું બંધ હતું તેથી. અલી, બારણું બંધ કરીને શું કરતી હતી?
નંદા—કપડાં પહેરતી હતી.
ભગવાનજી—પણ તેમાં બારણું બંધ કેમ કીધું?
નંદા—કોઇ આવે તો?

ભગવાનજી—અહીં મારા સિવાય કોણ આવવાનો હતો?

નંદા—તમે તો ખરા!

ભગવાનજી—ને આ વહાલો ઊભો છે તેનો પડદો નહિ કે?

નંદા—એ તો મુઆ નોકરો, એની શી પરવા છે?

ભગવાનજી—બૈરાંઓને ખરી લજ્જા હોતી નથી, દેખાવની જ શરમ હોય છે. ( દાંત કચકચાવે છે. ) ચોર સાળાં. ફરી એમ ના કરતી; જોજે.

નંદા—તમે ફાવે તે કહોની. અમે તો કરતાં આવ્યાં છીએ તે કરવાનાં.( તૈયાર થઇને ) ચાલો.

( નગીનદાસ સાથે બન્ને નીકળે છે. પાછી ફરીને વહાલા સામું જોઇ હસતી હસતી ચાલી જાય છે. )



## અંક બીજો
## પ્રવેશ પાંચમો
### મિસ ભડભડેનું દવાખાનું

(નગીનદાસ, ભગવાનજી ને નંદા દવાખાનામાં બેઠાં છે; ત્યાં ભૈયો આવીને ઊભો રહે છે.)

**ભૈયો**—ચલો, બાઈ સાહેબ, ભીતર ચલો.

(નંદા જાય છે.)

**ભગવાનજી**—આ ઠીક! આપણે સાળા બહાર ઊભા રહીએ તે અરસામાં અંદર કોણ જાણે શું ઘોટાળો થાય, તે અપણને શી ખબર પડે?

**નગીનદાસ**—જો ભગુ, હું તને આ છેલ્લી ફેરી કહી દઉં છું કે તું આમ કરીશ તો ચાલતે દહાડે ગાંડો થઇ જઈશ. તારી અક્કલ બહેર મારી ગઈ લાગે છે. દાકતર બૈરી છે તે તો જરા ધ્યાનમાં રાખ.

**ભગવાનજી**—અરે પણ એ રાંડનો કોઇ અંદર ભરાયો હોય તો?

**નગીનદાસ**—વળી નંદા માંદી છે તે તું કેમ ભૂલી જાય છે?

**ભગવાનજી**—બૈરાંઓ માંદાં પડતાં જ નથી. આપણને પજવવાને જ નવા નવા ઢોંગ એ લોકો ઉપાડે છે.

**મિસ ભડભડે**—(બહાર આવીને ઠાઠમાં) આ તમારી ડૉટરને× મારી પાસ કેમ લાવ્યા? મારો વખત નકામો નથી. મરદ દાકતર પાસ એને લઇ જાઓ. અહીં તો સૂતિકારોગોની જ ચિકિત્સા થાય છે.

**ભગવાનજી**—(અજાયબીમાં) કેમ, આના રોગની દવા નહિ કરો?

**મિસ ભડભડે**—ના. એ રોગમાં બૈરાંઓ કંઈ કરી શકતાં નથી. મરદ જ એ રોગ સારો કરી શકશે.

**ભગવાનજી**—શો રોગ છે?

**મિસ ભડભડે**—મને ન પૂછો. એ બાઈનો વર ગધેડો હોવો જોઇએ એમ હું માનું છું.

(નગીનદાસ ને નંદા હસે છે.)

**ભગવાનજી**—હું જ એનો ધણી છું. હું શું ગધેડો છું?

**મિસ ભડભડે**—હા. ચાલ્યા જાઓ. વખત ન લો.

**ભગવાનજી**—(નંદાને) ચાલ, ગધેડી, ચાલ પાછી.

**નંદા**—મને ગધેડી શેના કહો છો વળી?

**ભગવાનજી**—મને જ્યારે પેલી ગધેડીએ ગધેડો કહ્યો ત્યારે તું હસતી હતી કેની?

**નંદા**—હા, કેમ?

**ભગવાનજી**—મતલબ કે મને ગધેડો કહ્યો તે તને કબૂલ છે, ખરૂં કેની?

**નગીનદાસ**—(નંદા જવાબ નથી દેતી એટલે) હા.

**ભગવાનજી**—બસ ત્યારે. હું ગધેડો ને તું મારી વહુ એટલે ગધેડી.

---

× ડૉટર–Daughter=દીકરી

અંક બીજો

પ્રવેશ છઠ્ઠો

રસ્તામાં

**ભગવાનજી**—આ વળી નવી પીડા આવી.

**નગીનદાસ**—શી ?

**ભગવાનજી**—દાકતરને ત્યાં જવાનું તો બાકી રહ્યું.

**ભૈયો**—( દોડતો આવે છે.) શેઠ, કયું ભાગ જાતે હો ?

( ગળું પકડે છે. )

**ભગવાનજી**—અરે મૂકો ભૈયાજી, મારાથી દોડાય છે ક્યાં ? છે શું ?

**ભૈયો**—મેમ સાહુબકી ફી તુમને કયું નહિ દી ?

**ભગવાનજી**—આ પણ ઠીક! ઊભો રહે, ફી આપું છું. ( જરા વિચાર કરી ) લે, લે, શું જોઇએ છે ?

**ભૈયો**—પાંચ રૂપૈયા.

**ભગવાનજી**—પાંચ રૂપિયા! દવા ન આપવાના પાંચ રૂપિયા?

**ભૈયો**—જી, હાં.

**ભગવાનજી**—ત્યારે દવા આપવાની ફી શું લે છે?
**ભૈયો**—મૂઝે કયા માલૂમ?
**ભગવાનજી**—પડીકાં દીઠ પચાસેક રૂપિયા લેતી હશે?
**નગીનદાસ**—જવા દેની. એની સાથે કયાં માથું ફોડે છે?
**ભગવાનજી**—લે આ પાંચ રૂપિયાની નોટ.
**ભૈયો**—અચ્છા સાહુબ, સલામ.
**ભગવાનજી**—હા ભાઇ, સલામ. પણ હવે તારી મેમ પાછી મોકલે તો આવીને મારું ગળું ન ઝાલતો.

(ભૈયો હસતો હસતો જાય છે.)

**ભગવાનજી**—(ધુમરાયલે ચહેરે બબડે છે.) આ બૈરી દાક્તરને ત્યાં આટલા ફજેતા થયા. તો વળી મરદ દાકતરને ત્યાં કોણ જાણે શી વલે થશે!
**નગીનદાસ**—જે થાય તે ખરી. ગયા વગર કંઈ છૂટકો છે?
**ભગવાનજી**—પણ તને શું છાતીમાં બહુ દુઃખે છે?
**નંદા**—હા.
**ભગવાનજી**—દાકતરને ત્યાં ગયા વગર ચાલે એમ નથી?
**નંદા**—મેં વળી દાકતરનું નામે કયારે દીધેલું? ઉલટું તમે એમ બોલતા હતા કે રૂપિયા દશ હજાર ખર્ચીને બૈરી લાવ્યો છું તેને એમની એમ દવા વગર નહિ મરવા દઉં. મેં તો કહ્યું હતું કે અમથો થાક ચઢ્યાથી છાતીમાં દુઃખતું હશે, તે એની મેળે રહી જશે.

ભગવાનજી—તને થાક શી રીતે ચઢે? એવું તે શું કામ તારે કરવાનું હોય છે કે થાક ચઢે? એ તો દરદ જ હશે.

નગીનદાસ—ભગુ, તારા બોલવામાં કંઈ ઢંગ છે? મને તો તું કહેતો હતો કે નંદા ઢોંગ કરે છે ને આ તો જૂદી જ વાત નીકળી!

ભગવાનજી—બૈરાંઓને થોડુંક ખરું દુઃખ હોય છે ને થોડુંક ઢોંગનું દુઃખ હોય છે.

નંદા—ઢોંગ શા સારુ કરે?

ભગવાનજી—લાડવાને.

નંદા—કોની સાથે લાડવાને?

ભગવાનજી—ધણીની સાથે-મરદો સાથે.

નંદા—તમારી સાથે લાડવાનું મને કોઇ દિવસ મન થતું નથી.

ભગવાનજી—ત્યારે તને કોની સાથે લાડવાનું મન થાય છે?

નંદા—મને લાડવાનું નહિ પણ લડવાનું મન થાય છે ખરું; ને તમે ગમે તેમ બોલ્યાં કરશો તો કોઇક દિવસ મારે તમારી સાથે લડવું પડશે.

ભગવાનજી—ચામડાં ન ફાડી નાંખું? લડ તો ખરી.

નગીનદાસ—હવે રસ્તામાં તો ઝમાવવી નથી કેની? ઘેર તો ચલો.

ભગવાનજી—ના, પણ એ બોલી શું?

**નંદા**—ચામડાં ફાડનારનાં મોં જૂદાં.

**ભગવાનજી**—જો, જો, નગીન, એ મૂગી રહે છે ?

**નંદા**—તમે મૂગા રહો છો ? હું શેની મૂગી રહું ?

**નગીનદાસ**—ચાલો, હવે ઘર આવ્યું. હવે લડો અચ્છી રીતે. એ ઘડી જોવાની મને રમુજ આવશે.

**ભગવાનજી**—વહાલા ! ઓ વહાલા !

**વહાલો**—આવ્યો સાહેબ.

**ભગવાનજી**—હું કહું તે તું કરીશ ?

**નંદા**—હું કહું તે કરીશ કે એ કહે તે કરીશ ?

**વહાલો**—જુઓ સાહેબ, મારી સાથે પાછી વાત કરે છે.

**ભગવાનજી**—વહાલા, તારી શેઠાણીને બે ચાર તમાચા માર તો.

**વહાલો**—સાહેબ, તમે કહો તે કરવાને તૈયાર છું.

**નંદા**—વહાલા, મારી તરફથી શેઠને બે ચાર ઢોલ માર તો.

(વહાલો શેઠને મારવા માંડે છે.)

**ભગવાનજી**—ઓ કમબખ્ત ! નખ્ખોદ જાય રે તારું ! સાળા, વણ મોતનો હું મરી જઈશ. મેં કહ્યું તે ન કીધું ને એણે કહ્યું તે કેમ કીધું ?

**વહાલો**—સાહેબ, તમે જ મને કહેલું કેની કે શેઠાણી કહે તેનો જવાબ ન દેવો ને તે કામ તરત કરવું.

**નગીનદાસ**—પેલી મિસ ફફડે કહેતી હતી તેમ તું ખરેખરો ગધેડો છે કે નહિ ? જરા ઠાવકાઈ તો રાખ.

**ભગવાનજી**—અરે નગીન, અહીં કયો દાકતર સારો છે ?

**નગીનદાસ**—દાકતર બધા જ સરખા.

ભગવાનજી—એ તો ખરું, પણ સહુથી હોશિયાર દાક્તર કોણ ગણાય છે?

નગીનદાસ—સહુથી હોશિયાર એટલે વળી કેવો? આજ દવા આપે ને આજે જ માણસ રામશરણ થઈ જાય તેવો?

ભગવાનજી—ચાલ, મજાક ન કર. હું ખરેખરું પૂછું છું.

નગીનદાસ—હમણાં એક નવો જ વિલાયતથી આવેલો છે તે બહુ હોશિયાર છે એમ સાંભળ્યું છે.

ભગવાનજી—નંદા, તું ઘરમાં જા. વહાલા, તું તારું કામ કર.

(બન્ને જાય છે.)

નગીનદાસ—કેમ, એ લોકોને ઘરમાં મોકલી દીધાં?

ભગવાનજી—એનાં દેખતાં આપણાથી બરાબર વાત ન થાય. એ નવો દાક્તર કેવડો છે?

નગીનદાસ—હશે ત્રીશેક વરસનો.

ભગવાનજી—ત્યારે તો તે નકામો. દાક્તર તો ઘરડો જોઇએ.

નગીનદાસ—નોકર ઘરડો જોઇએ, મુનીમ ઘરડો જોઇએ, દાક્તર ઘરડો જોઈએ, વર ઘરડો જોઇએ, માત્ર વહુ જુવાન જોઇએ, ખરું કેની?

ભગવાનજી—તું બૈરાંને ઓળખતો નથી.

નગીનદાસ—બરાબર છે. તું ઓળખે છે તે વખત આવે જણાશે.

ભગવાનજી—સુધાકર દાક્તર કેવો છે?

નગીનદાસ—બહુ સરસ, પણ સ્ત્રી બહુ ભારે છે ને મિજાસ તેથી પણ વધારે ભારે છે.

ભગવાનજી—આપણે ક્યાં તેનું વધારે વખત કામ છે? ચાલો ત્યારે કાલે આપણે સુધાકરને ત્યાં જઈશું.

નગીનદાસ—વારુ, સાહેબજી.

(નગીનદાસ જાય છે.)

ભગવાનજી—(સ્વગત) આજે પેલા હરામખોર વહાલાએ મને ધપ્પા લગાવ્યા છે તે હજી ચમચમે છે. સાળાને હાંકી મૂક્યા વગર છૂટકો નથી. (બારણાંને કાન દે છે.) મને શક છે કે એ સાળો નંદા સાથે વાત કરે છે. (ફરી કાન માંડે છે.) એ! એ શેનો અવાજ થયો?

(ધીમે પગલે માળે જાય છે. માળે વહાલો ને નંદા એક એકના ગળામાં હાથ નાંખી ઊભા છે.)

નંદા—ત્યારે વહાલા કાલે આપણે સુખયાત્રા શરૂ કરીશું.

વહાલો—હા. પેટી તો મેં ઉઠાવી છે. આખી જીંદગી આપણે તેમાંથી મોજ કરીશું.

નંદા—કેવી રીતે?

(વહાલો નંદાને ચુંબન કરે છે. તે ક્ષણે ભગવાનજી ઓરડામાં દાખલ થાય છે.)



અંક ત્રીજો

પ્રવેશ પહેલો

ભગવાનજીનું ઘર

**ભગવાનજી**—હજી નગીન કેમ ન આવ્યો? હવે મારે વધારે સખત પગલાં લેવાં પડશે. વહાલાની માફક નગીન બેવફા નીકળ્યો તો? લાવની, એને એક ઓરડામાં જ પૂરતો જાઉં કે પછી ફિકર જ નહિ. (તાળું લે છે) અલી, સાંભળે છે કે? હું બહાર જાઉં છું. આ ઓરડાને તાળું દેતો જાઉં છું.

**નંદા**—તાળું? તાળું કેમ દો છો?

**ભગવાનજી**—બસ. અત્યાર સુધી હું તને ફરવા હરવા દેતો હતો. હવે બધું બંધ છે. તને હું બહાર જઈશ તે વખત રોજ તાળામાં પૂરતો જઈશ.

**નગીનદાસ**—(દાખલ થઈને) આ વળી નવું ધીંગાણું શું મચાવ્યું છે?

**ભગવાનજી**—ઊભો રહે, તાળું દેવા દે, પછી વાત.

(તાળું દે છે.)

**ભગવાનજી**—ગઈ કાલે તું ગયો પછી હું માળે ગયો તો વહાલો ને એ બન્ને એકએકને વળગીને ઊભેલાં!

**નગીનદાસ**—ખરેખર?

**ભગવાનજી**—હા! હા!

**નગીનદાસ**—પછી?

**ભગવાનજી**—પછી મેં વહાલાને રૂખસદ આપી.

**નગીનદાસ**—ને નંદાને ઘરમાં રાખી?

**ભગવાનજી**—હાસ્તો.

**નગીનદાસ**—તું ગધેડો છે. બડબડ કહેતી હતી તે ખોટું નહિ.

**ભગવાનજી**—કેમ?

**નગીનદાસ**—ગુનેગાર કોણ, વહાલો કે તારી વહાલી?

**ભગવાનજી**—વહાલો.

**નગીનદાસ**—તું ભૂલે છે. બન્ને ગુનેગાર છે માટે બન્નેને રજા આપવી હતી.

**ભગવાનજી**—પછી હું બૈરી વગરનો થઈને રહું તે?

**નગીનદાસ**—એમ! ત્યારે તું નીતિને નહિ પણ સ્વાર્થને જોઈને કામ કરે છે, ખરું કેની?

**ભગવાનજી**—એમ જ કરવું જોઈએ.

**નગીનદાસ**—ત્યારે તો નંદાએ શું ગુનો કીધો છે? વહાલા જેવો સારો તું છે? વિચાર કર. સ્વાર્થ પ્રમાણે નંદા ચાલે તો એણે શું કરવું જોઈએ?

**ભગવાનજી**—એ તો બૈરી છે ને આપણે મરદ છીએ.

**નગીનદાસ**—પુરુષની અને સ્ત્રીની નીતિ નિરાળી હોવી જોઇએ એમ હું માનતો નથી.

**ભગવાનજી**—હવે ફિલસુફી ન લગાવ. દાકતરને ત્યાં આવે છે કે નહિ?

**નગીનદાસ**—ચાલો, મારે કયાં ના છે?

**ભગવાનજી**—આજે આપણે નિરાંતે જઇ શકીશું.

**નગીનદાસ**—નંદાને તાળામાં પૂરી છે એટલે જીવને નિરાંત છે, કેમ?

**ભગવાનજી**—હા. તે પણ ખરું. બાકી હું તો એટલા માટે કહેતો હતો કે ગઈ કાલે આપણે ભડભડેને ત્યાં ગયા ને આવ્યા તેટલામાં લોકો કેવા આપણી સામું જોયાં કરતા હતા? આજે તેમ નહિ થાય.

**નગીનદાસ**—આપણી સામું નહોતા જોતા. નંદા સામું જોતા હતા.

**ભગવાનજી**—હું તે જ કહું છું. તેમાં વળી નંદા બની ઠનીને ગઈ કાલે નીકળેલી એટલે કેટલાક તો પાછું ફરી ફરીને જોતા હતા.

**નગીનદાસ**—તારે તો મગરૂર થવું જોઈએ કે એવી સારી બૈરીનો તું ધણી છે.

**ભગવાનજી**—થયા મગરૂર! ભોગ તો છે મારા કરમના. એ તો શું કરું કે મારામાં ભીમસેન જેટલું જોર નથી! બાકી ગઈ કાલે તો મને એટલી ચીઢ ચઢી હતી કે જે કમબખ્ત નંદાની સામું જોય તેની આંખ જ ફોડી નાંખત.

**નગીનદાસ**—સારૂં છે કે તારું રાજ નથી. બાકી તું રોજનાં કેટલાંકે ખૂન કરાવત. તું બીજાની બૈરીઓ તરફ કેવો તાકી તાકીને જોય છે! તો બીજા તારી બૈરી તરફ ન જોય ?

**ભગવાનજી**—ના, મારી બૈરી તરફ મારા સિવાય બીજો કોઈ જોય તે પણ મને ગોઠતું નથી. મારું રાજ હોત તો ખૂન તો ન કરાવત, પણ ઓઝલપડદાનો રિવાજ ચાલુ કરાવત.

**નગીનદાસ**—તેથી શું ફાયદો ?

**ભગવાનજી**—બૈરાંઓની નીતિ સારી રહે.

**નગીનદાસ**—કપડાંનો તાકો માથા પર નાંખવાથી નીતિ જળવાતી હોત તો રામજણીઓને બદલે સતીઓના વાડા ઊભરાત.

**ભગવાનજી**—ના, પણ આપણી બૈરી ઘરેણાં લૂગડાં પહેરે તે આપણે જોઈએ કે બીજા જોય ?

**નગીનદાસ**—બધા જોય. તારે એકલાએ જોવી હોય તો પૂરી મૂક તાળામાં. પછી એકાદેક દિવસ અંદર જઈશ ત્યારે નંદાનું મુડદું નીકળશે. તેને એકલો જઈને બાળી આવજે.

**ભગવાનજી**—મુડદું ?

**નગીનદાસ**—હાસ્તો, મુડદું. તારો જુલમ એવો છે કે અક્કલવાળી બાઈ હોય તો તો અત્યાર સુધીમાં પાંચદસ ફેરી આપઘાત કીધો હોય.

ભગવાનજી—(હસે છે.) પાંચ દસ ફેરી આપઘાત !
નગીનદાસ—અરે ભૂલ્યો. જરૂર આપઘાત કરે.
ભગવાનજી—ઊભો રહે, ત્યારે તાળું ઉઘાડી આવું છું.
(તાળું ખોલવા જાય છે.)
નગીનદાસ—(સ્વગત) ફડફડે કહેતી હતી તે વાત ખરી છે. ભગુ ખરેખરો ગધેડો છે.
ભગવાનજી—નંદા, ઓ નંદા!
નંદા—કેમ, વળી શું છે?
ભગવાનજી—કંઈ નહિ. એ તો મેં તાળું ખોલ્યું. (ખુશ થઈને) નગીન, જીવે છે હોં, ગભરાતો નહિ.
નગીનદાસ—મને શું ગભરામણ છે? ગભરાતો હતો તો તું.
ભગવાનજી—ચાલ ચાલ, ચાલ ચાલ, વખત થઈ જાય છે.
નગીનદાસ—હા, ચાલની, વાત તો તું કર્યા કરે છે.
ભગવાનજી—પણ થોભ.
નગીનદાસ—વૈકલ છે કે શું? વળી શું થયું? કેમ ઊભો?
ભગવાનજી—એને સાથે જ લેતા જઈએ કે દાકતરને અહીં બોલાવીએ?
નગીનદાસ—સુધાકર નંદાને લઈને ઓરડામાં ભરાયો તો? તારો જીવ નીકળી જશે.
ભગવાનજી—બરાબર, બરાબર. ચાલ, એના વગર જ જઈએ.



અંક ત્રીજો

પ્રવેશ બીજો

સુધાકરનું ઠાઠવાળું દવાખાનું

**દા. સુધાકર**—( ગળામાં સ્ટેથોસ્કોપ રાખી નગીનદાસ ને ભગાનજી તરફ તાકીને જોય છે. ) કેમ, શું છે?

**નગીનદાસ**—સાહેબ, આ મારા મિત્ર છે તેને વાઈ થઈ છે તે મટાડો.

**ભગવાનજી**—મને? અરે વાહ! મને વળી શું થયું છે?

**નગીનદાસ**—સાહેબ, એજ પંચાત છે. શેઠનું કાતરિયું ગેંપ થઈ ગયું છે પણ શેઠ જાણતા નથી.

**સુધાકર**—સમજ્યો. શેઠ શું કરે છે?

**ભગવાનજી**—અરે સાહેબ........

**સુધાકર**—( ડોળા કાઢી ) ચૂપ રહો. ગડબડ નહિ કરો.

**ભગવાનજી**—પણ હું બોલું તે નહિ સાંભળો?

**સુધાકર**—ના. તમે પાગલ થઈ ગયા છો માટે આ શેઠ બોલશે તે જ સાંભળીશ.

**નગીનદાસ**—શેઠ હમણાં નવી બૈરી પરણી લાવ્યા છે.
**સુધાકર**—( ખોંખારે છે. ) હું!
**નગીનદાસ**—તે આવી તે દિવસથી રસોઈઆ, નોકર વગેરેને બરતરફ કીધા છે. દુકાને જતા નથી, મિત્રોને મળતા નથી, આખી દુનિયા પર વહેમ ખાય છે ને બૈરીને ઠરવા દેતા નથી. સાહેબ, આની કંઈ દવા છે?
**ભગવાનજી**—આનું નામ રોગ કહેવાય!
**સુધાકર**—બેશક. તમારું મગજ સડી ગયેલું લાગે છે.
**ભગવાનજી**—તમારી બૈરીને ફેરવજોની રસ્તામાં.
**સુધાકર**—મહેરબાન, તમે ન બોલો. તમે પાગલ છો.
**ભગવાનજી**—હું પાગલ છું?
**નગીનદાસ**—હા. બૈરીને તાળામાં પૂરે તે પાગલ ખરો કે નહિ?
**સુધાકર**—બેશક.
**નગીનદાસ**—બૈરીને દાકતરને ત્યાં લાવવાની ના કહે તે પાગલ ખરો કે નહિ?
**સુધાકર**—બેશક.
**ભગવાનજી**—( ચાળા પાડે છે. ) બેશક, બેશક.
**નગીનદાસ**—ત્યારે શેઠ જરૂર પાગલ છે. એમની બૈરીની છાતીમાં દુઃખ થાય છે તેને અહીં લાવવાની શેઠ ના પાડે છે, એટલે હું શેઠને તમારી પાસે લઈ આવ્યો.
( ભગવાનજી મુક્કો બતાવે છે. )
**ભગવાનજી**—( મનમાં ) સાળા બેઈમાની, તું બહાર નીકળ, પછી તારી વાત છે. ( મોટેથી ) એ બરાબર કહ્યું. સાહેબ, હું માંદો નથી. મારી બૈરી માંદી છે.

સુધાકર—શેઠ, તમારો રોગ વધારે ભયંકર છે. તમારી બૈરી તો સારી થશે, પણ તમે તો જરૂર અદેખાઈથી દસ વરસ વહેલા મરી જશો. મારી પાસે સ્વભાવનું ઓસડ નથી, પધારો.

ભગવાનજી—અરે દાકતર સાહેબ, મારે ત્યાં આપ કયારે પધારશો ? એની તબીઅત જોવાની છે તે ?

સુધાકર—માફ કરો. તમારા જેવા વહેમી માણસને ત્યાં હું આવવા માંગતો નથી.

નગીનદાસ—દાકતર સાહેબ તો મહિના સુધી પોતાની ઇસ્પિતાલમાં નંદાને રાખશે, તે કબૂલ છે ?

ભગવાનજી—(ડચકીઆં ખાઈને) ચાલો તો ખરા.

સુધાકર—હું વિઝિટના રૂપિયા પચાસ લઉં છું.

ભગવાનજી—પચાસ રૂપિયા ?

સુધાકર—હા.

ભગવાનજી—મરી ગયેલાને જીવતા કરવાનું શું લો છો ?

સુધાકર—કટાક્ષમાં ન બોલો. તમે પાગલ છો એમ સરકારમાં લખીને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલાવી દઇશ, સમજ્યા ?

(કોટ પહેરે છે.)

ભગવાનજી—બચ્ચા નગીન, તારો જાન લઇશ, સમજ્યો ?

નગીનદાસ—જુઓ સાહેબ, મારો જાન લેવાનું કહે છે.

સુધાકર—એ કામ દાકતર સિવાય બીજો કોઇ કરે તો તેને ફાંસીએ લટકાવવામાં આવે છે તે જાણો છો ?

ભગવાનજી—હા.

(બધા જાય છે.)



અંક ત્રીજો

પ્રવેશ ત્રીજો

જીતેંદ્રનું ઘર

વહાલો—(ઉર્ફે જીતેંદ્ર) કેમ, નંદા, હવે તારા જીવને નિરાંત થઇ?

નંદા—હા.

જીતેંદ્ર—બોલ, હવે તને શું ઇચ્છા છે?

નંદા—મને એમ થાય છે કે પાછી મુઆ ભગલાને ત્યાં છૂપે વેશે જાઉં.

જીતેંદ્ર—હજી મન બાકી રહી ગયું છે?

નંદા—હા. એ ઘેર આવીને આપણને નહિ જોય એટલે કેવું તોફાન મચાવશે તે જોવાનું મને બહુ મન છે.

જીતેંદ્ર—પરમેશ્વર અદૃશ્ય થવાની શક્તિ આપે તો હું ત્યાં જઈને સાળાને તડાતડ ટપલા મારું.

નંદા—હું તો કીડી થઈને એની આંખમાં ચટકા ભરું કે મુઓ આંધળો થાય.

જીતેંદ્ર—હવે એના શરીરને અડકે તો ફટકાવું નહિ?

નંદા—તમે પણ ભગલાનો જોડો જ લાગો છો! કેમ અદેખા થયા?

જીતેંદ્ર—આશક મટીને ધણી થાય એટલે મરદો બધા જ અદેખા થઈ જાય છે.

નંદા—અમને પણ બિલકુલ અદેખાઈ ન રાખે તે વર ગમે નહિ તો!

જીતેંદ્ર—શું કહે છે?

નંદા—હાસ્તો વળી. અમને બિલકુલ અગત્ય ન આપે તેના કરતાં જરા વધારે અગત્ય આપે તે માણસ વધારેજ ગમે.

જીતેંદ્ર—એમ કે?

(ચુંબન કરે છે.)



અંક ત્રીજો

પ્રવેસ ચોથો

ભગવાનજીનું ઘર

(ભગવાનજી, નગીનદાસ ને દાકતર આવી પહોંચે છે.)

**ભગવાનજી**—નંદા! દાકતર સાહેબ આવ્યા છે.

**નગીનદાસ**—કેમ કોઈ બોલતું નથી?

**ભગવાનજી**—આવશે, એમ ઉતાવળ ન કર. વહાલા ઓ વહાલા!

**નગીનદાસ**—વહાલો પણ બહેરો થઈ ગયો છે કે શું

**ભગવાનજી**—કેમ, તને કંઇ બહુ અધીરાઇ આવી ગઈ છે? વહાલાને તો મેં રજા આપી છે.

**નગીનદાસ**—ઓ ઉલ્લુ, આ દાકતર સાહેબ ખોટી થાય છે તેનું ભાન છે કે નહિ? તારી અદેખાઈ તું છુપાવવા જાય છે તે હું સમજ્યો. જાની અંદર.

**ભગવાનજી**—(અંદર જઈને ધસ્યો ધસ્યો બહાર આવે છે.) કહાં ગઈ? નંદા! કહાં ગઈ? ઓ મારી નંદા! મજાક ન કર. નંદા, જો દાકતર સાહેબ આવ્યા છે. વાર ન લગાડ.

**ભગવાનજી**—(ઉપર જઇને પાછો આવે છે ને પાછો દોડે છે.) કહાં ગઈ?

(નગીનદાસ ટેબલ ઉપર એક ખુલ્લી ચિઠ્ઠી પડેલી છે તે વાંચે છે.)

"ઓ અક્કલના ખાવિંદ,

હું મારા વહાલા સાથે ચાલી જાઉં છું. ઘરેણાં જોડે લેતી જાઉં છું, માટે મારી ને ઘરેણાંની નકામી શોધ કરતો નહિ. સાહેબજી.

લિ. નંદાના તિરસ્કાર"

**નગીનદાસ**—ઓ ભગુ? નીચે આવ. (નીચે ધસી આવે છે.) લે, આ વાંચ તારી મા લખી ગઈ છે તે.

**ભગવાનજી**—(વાંચીને ચિઠ્ઠી ફાડી નાંખે છે. નગીનદાસનો હાથ પકડીને) લુચ્ચા! હરામખોર! કેમ મારી બૈરી લઇ ગયો? બોલ.

**નગીનદાસ**—મારો હાથ શેનો પકડે છે? છોડ.

**ભગવાનજી**—(દાકતરનો હાથ પકડીને એક બે તમાચા ચોડે છે. દાકતર સામો મારે છે.) પોલિસ! પોલિસ! આમ આવો. આ બન્ને જણુ મારી બૈરીને ઉઠાવી ગયા.

(બન્ને જણા ભગવાનજીને પકડી રાખે છે.)

**ભગવાનજી**—(રડે છે) ઓ મારી નંદા રે! તું કહાં ગઈ રે!........

**નગીનદાસ**—ચાલ ઘેલો ન થા. આ તો દાકતર સાહેબ છે, ને હું તો નગીન છું. આમ ભાન કેમ ભૂલી જાય છે?

(ભગવાનજી વિચારમાં પડી જાય છે.)

**સુધાકર**—શેઠ! તમને એક વાત કહું?

**ભગવાનજી**—(શુદ્ધિમાં આવીને) માફ કરજો હોં, સાહેબ. મારા મગજનું ઠેકાણું નથી. શું કહેતા હતા?

**સુધાકર**—પેલી કહેવત કેમ ભૂલી ગયા?

**ભગવાનજી**—કઈ?

**સુધાકર**—"બૈરી રહે તો આપથી ને જાય તો સગા બાપથી."

**નગીનદાસ**—(કટાક્ષમાં) નહિ, સાહેબ. શેઠ એ વાત નથી માનતા.

**ભગવાનજી**—(કાન આમળી નાંખી, પોતાના ગાલમાં તમાચા લગાવે છે.) ભડભડે કહેતી હતી તે બરાબર છે. હું પહેલાં નંબરનો ગધેડો છું.

(પડદો પડે છે.)



-કાવ્યકળા : લે. પ્રો. મોહનલાલ દવે એમ. એ. એલએલ. બી.
રસ્કિન, ઇમર્સન, ટોલ્સ્ટોય આદિ પશ્ચિમના અને પૂર્વના રસમીમાંસકો અને કલાવિવેચકોના અભ્યાસના નિષ્કર્ષ સમા કાવ્ય, ચિત્ર અને કળા ઉપર ૭ રસિક નિબંધો પાકું પૂઠું. સુપર એન્ટિક પૃ. ૨૧૨ કિ. રૂ. ૧-૮-૦

-સાહિત્યકળા : સર્જનાત્મક વિવેચનાના વિદ્વતાયુક્ત આઠ લેખો.
પાકું પુઠું સુપર એન્ટિક પૃ. ૨૬૦ કિ. રૂ. ૧-૦-૦

આ પ્રકારના આપણા અલ્પધન સાહિત્યપ્રકારનાં આ બંને પુસ્તકો હૃદયપૂર્વક સત્કારાયાં છે ને વખણાયાં છે. અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી, છતાં આટલાં સસ્તાં આ પ્રકારનાં ગુજરાતીમાં બીજાં પુસ્તકો નથી.

-કીર્તિદાને કમળના પત્રો : લે. બટુભાઈ ઉમરવાડિયા
બી એ. એલએલ. બી.
નર્મદ, દલપત, કલાપી મુનશી વિષે સર્જનાત્મક વિવેચનના લેખો એમાં વિવેચન ઉપરાંત ગુજરાત-એનું સાહિત્ય અને સંસ્કૃતિ ઘડતર પર પણ અચ્છો ખ્યાલ આપે છે. કિં રૂ. ૧-૮-૦

-સંવાદો : લે. પ્રો. વ્યોમેશચંદ્ર જ. પાઠકજી એમ. એ. એલએલ બી.
બાર-એટ-લો.
એમાં સામાજીક, પૌરાણિક, હાસ્યરસિક એમ વિવિધતા ભર્યા, સ્ત્રી પાત્ર વિનાના અને એકલા સ્ત્રી પાત્રોવાળા તેમજ સહ અભિનય માટેના બાર સંવાદો. એના એકેએક સંવાદો, પાત્રો, ગોઠવણી, સમય વહેંચણી એ સૌ દૃષ્ટિએ મેળાવડામાં ભજવવા ખૂબ ફાવી જાય એવા છે. કિ. રૂ. ૧-૦-૦

-અંધકાર વચ્ચે : લે. ઇન્દુલાલ ગાંધી. આ વાંચતા અને વિચારતાં કર્તાની નાટ્યકાર તરીકેની સુશક્તિનો ખ્યાલ આપે એવાં પાંચ નાટકો. ઘણાંખરાં તખ્તેનશીન થયાં છે. કિ. રૂ. ૧-૦-૦

-પ્રાયશ્ચિત : લે. મોરિસ મેટરલિંક—બેલ્જીઅમના નોબલ પ્રાઈઝ મેળવનાર કવિ, ફીલસુફ અને નાટકકારનું, પ્રેમની કસોટી, ભક્તિની સાર્થકતા, પાપનાં પ્રાયશ્ચિત બતાવતું નાટક. ૦-૪-૦

**મીરાંબાઈ**: પુરુષ પાત્ર વિનાનું ભજવવા જેવું એકાંકી નાટક. એમાં આદર્શની જ્યોતમાં ફના થતી મીરાંનું ચરિત્ર નિરુપણ વર્તમાન માનસને અનુકૂળ પડે એવી રીતે થયું છે. કિં. ૦–૨–૬

**ભાવના સૃષ્ટિ**: લે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી: આ મૌલિક કૃતિમાં પ્રેમ અને ભક્તિનાં ગુંજન, પ્રકૃતિનાં શબ્દચિત્રો અને યૌવનનાં સ્વપ્નાં છે. રસસાહિત્યમાં નવી દિશા બતાવનાર તરીકે વખણાયું છે. રવિશંકર રાવળના ચિત્ર સમેત. કિં. ૦–૧૦–૦

**પાશેર પુણીમાંથી પાદશાહી**: લે. ગોકુળદાસ દ્વા. રાયચુરા શારદાના તંત્રીની એક સરસ નાની વાર્તા. બાળક, સ્ત્રી–પુરુષ, નાનામોટાં સૌને ગમી જાય એવી. કિં. ૦–૧–૦

**ગીતાની વ્યાખ્યા**: લે. અરવિંદ ઘોષનું ગીતા પર અત્યારે આ એકજ પુસ્તક મળી શકે છે. ફીલસુફીના નિષ્કર્ષ જેવું સૌએ આ નાનકડું ગીતાભાષ્ય તો અવશ્ય વાંચવુંજ જોઇએ. ૦–૮–૦

**જીવતી જુલિયટ**: લે. વ્યોમેશચંદ્ર પાઠકજી–નવાં પ્રેમમાં પડેલાંની મૂર્ખતા, એ એના ઉપહાસનો સનાતન વિષય છે. રા. વિ. પાઠક લખે છે કે "બધી રીતે આ કૃતિ આપણા અલ્પ નાટ્ય સાહિત્યમાં અગત્યનું સ્થાન લે તેવી છે. ભાષા, સંવાદ, વારંવાર આવતા પલટા, પરિસ્થિતિમાં થતા ઉથલા આપણા સાહિત્યમાં એક નવીન હાસ્ય પદ્ધતિનો નિર્દેશ કરે છે. કિં. રા ૧–૦–૦

**વન વનની વેલી**: લે. શારદા પ્રસાદ વર્મા–પ્રજાજીવનને સ્પર્શતી, વિવિધ ભાવના જગવતી દશ વાસ્તવદર્શી ને રંગદર્શી તેમજ કટાક્ષભરી ટૂંકી વાતો. કિં. ૦–૧૨–૦

**નવાયુગની સ્ત્રી**: લે. શારદાપ્રસાદ વર્મા–પુરુષ પાત્ર વિનાના સ્ત્રી મંડળો અને કન્યા વિદ્યાલયોમાં ભજવવા જેવાં, સ્ત્રીજીવનના પ્રશ્નો ચર્ચતાં રસપ્રદ, સુંદર, યુગવલણને અનુસરતાં ત્રણ નાટકો. તખ્તેનશીન થયાં છે. કિં. ૦–૧૨–૦